# તણખા

## મંડળ * * * ત્રીજું

ટુંકી વાર્તાઓનો ત્રીજો સંગ્રહ

ધૂમકેતુ



કિંમત દોઢ રૂપિયો

સોલ એજન્ટ
ગુજરાત સાહિત્ય મંદિર : રીચીરોડ, અમદાવાદ

૧૯૩૨

ધી સૂર્ય પ્રકાશ પ્રેસ,
પીરમશા રોડ; મુદ્રક મૂળચં
ત્રિકમલાલ પટેલ અને પ્રકાશ
ગૌરીશંકર ગો. જોશી, આનપું
અ મ દા વા દ

થાકે ચગુંયું જ્યારે જીવન સૌંદર્ય દષ્ટિ ભૂલતું
સૌન્દર્ય ના, દુઃખ તાપમાં, સત્ય નું ન સર્જન માનતું

એવી ક્ષણે જેણે જીવન
નવદષ્ટિથી અમરે ભર્યું

જેનું જીવન – સૌન્દર્ય જોઈ ચિત્ત – શુદ્ધ હસી રહ્યું

:

રસ અંગુલિના સ્પર્શથી
જીવન જ્યોતિ જગવતી

એ અનામી સુંદરીને આ કથા ચરણે ધરી

# પ્રસ્તાવના

તણખા અને તણખા મંડળ બીજાને જે આવકાર મળ્યો છે અને તણખાની ત્રીજી આવૃત્તિ આજે છપાઇ રહી છે, એથી પ્રોત્સાહન પામીને તણખા મંડળ ત્રીજું ગૂજરાતની પ્રજા સમક્ષ મૂકવાની હિમ્મત થાય છે, એમ કહેવામાં અર્ધું સત્ય છે. એથી વિરુદ્ધ, પ્રોત્સાહન પામીને નહિ, પણ જરૂરિયાત હોવાથી જ તણખા મંડળ ત્રીજું પ્રગટ થાય છે, એમ કહેવામાં પણ અર્ધું જ સત્ય છે. એટલે એમ કહેવું સત્યની વધારે નજીક છે કે, કાંઈક પ્રેરણા, અને કાંઈક પ્રોત્સાહન આ કૃતિના આવિર્ભાવમાં કારણરૂપ છે.

છતાં આમાં પ્રગટ થયેલી વાર્તાઓ માટે મિત્રો, અમિત્રો પંડિતો અને અર્ધપંડિતો ગમે તે ધારે, પણ એ વાર્તાઓ યુગ પ્રવાહમાં ક્યાં સુધી ટકી શકશે એ વિષે શંકા તો છે જ. વાર્તાઓ ટકે કે ન ટકે, જીવે કે મરે, પણ એક ઊંડો અસંતોષ–ખાસ કરીને ગુજરાતી સાહિત્યકલાની કંગાલ દશાનો–આ વાર્તાઓ પ્રગટ કરવામાં કારણ રૂપ છે; એ કંગાલ અવસ્થાનું ધ્રુવ નિશાન હમેશાં નજર સક્ષમ રહ્યા કર્યું છે. જેટલું લખાય તેટલું સઘળું સારૂં હોતું નથી, અને આ લેખકના દોષો

પંડિત વિવેચકો કરતાં પણ એને પોતાને વધારે જાણીતા છે, છતાં સાહિત્ય પ્રત્યેની કેવળ પોતાની જ માની લીધેલી ફરજ–જેને ખરી રીતે તો અંધશ્રદ્ધાની બેવકૂફી જ કહી શકાય તે બેવકૂફી આ સઘળું કરાવી રહી છે. એટલે જ ગમે તેટલા પ્રત્યાઘાત છતાં એ ઘેલછા ચાલુ રહેશે. માત્ર જ્યારે આંતર પ્રોત્સાહન ખૂટશે, અથવા તો જે મહાન પરાજય માટે આ સઘળો પ્રયાસ થઇ રહ્યો છે–પોતાની જાતને પોતાનાથી હરાવવાને માટે–તે ફળશે તો પછી સંભવિત છે કે આ પ્રવૃત્તિ બીજું રૂપ પકડે સાહિત્યની જ દિશામાં

પણ હજી એ સમય દૂર છે. અથવા દૂર છે એમ લાગે છે.

ટૂંકી વાર્તાને એક લેખકે ઝાકળનાં જલબિંદુ સાથે સરખાવી છે. એમાં એક નાનું સરખું મનોરમ ચિત્ર દેખાય છે. એ ચિત્ર પોતે પોતાની રીતે સંપૂર્ણ છે અને આપણને આપણી યોગ્યતા પ્રમાણે આનંદ આપે તેવું છે. માત્ર આનંદ નહિ: જીવનક્ષેત્રનો નવો અને વિશાળ અર્થ પણ આપે છે.

આ વિભાગમાં પ્રગટ થયેલી છેલ્લી વાર્તા–સ્વાર્પણ–મીસીસ ગાસ્કેલની એક વાર્તાની અનુકૃતિ– રા. બલવંતરાય ઠાકોરના મત પ્રમાણે–અથવા રા. નરસિંહરાવનો શબ્દ વાપરીએ તો 'સંયોજન' છે.

આ સંગ્રહમાં 'પરશુરામ'નું એકાંકી નાટક પણ અપૂર્ણ મૂકવામાં આવ્યું છે, તે એવા હેતુથી કે નાટક પ્રત્યે એ રીતે લોકરૂચિ કેળવવાની તક લેવી. હવે પછી પ્રગટ થનાર તણખા મંડળ ચોથામાં ઐતિહાસિક વાર્તાઓ લેવાનો વિચાર છે તેમાં એ નાટક આખું આપી જાશે. ટુંકી વાર્તા વિષેનો એક વિસ્તૃત લેખ પણ કદાચ એમાં આવે. આ વિભાગમાં વાચન ૨૪૪ ને બદલે ૨૬૦ પૃષ્ટનું કરવામાં આવ્યું છે, ને એ રીતે રૂપરંગની સાદી સ્વચ્છતા જાળવીને જેટલું વધારે આપી શકાય તેટલું આપવાનો પ્રયત્ન કર્યો છે.

ખાનપુર : અમદાવાદ
તા: ૨૦ : ૮ : ૩૨.

ધૂમકેતુ

# અ - નુ - ક્ર - મ

## આ લેખકનાં બીજાં પુસ્તકો

નવલકથા

પૃથ્વીશ

રાજમુગટ

નવલિકા સંગ્રહ

તણખા

તણખા મંડળ – બીજું

અવશેષ

પાંચ વાતો

બાલસાહિત્ય

પડઘા

કુમાર સાહિત્ય

પડછાયા

યુગદર્શન

ગ્રન્થમાળા

પડછાયા પછી પ્રગટ થનારાં પુસ્તકો

તેજની મૂર્તિએ

પગદંડી

સોનેરી રજ

મરજીવા

વગેરે

## હવે પછી પ્રગટ થનારાં

| નવલકથા | નવલિકા સંગ્રહ | ગદ્યલખાણ |
|---|---|---|
| મૂકવાણી | તણખા | રજકણ |
| સ્વપ્નશિલ્પી | મંડળ ચોથું | સ્ત્રી |
| | વિભૂતિ | પ્રવાસનાં |
| | ભસ્મ | દૃશ્યો |

ગુજરાત સાહિત્ય મંદિર; રીચી રોડ; અમદાવાદ

# એની કથા

**ગામડામાં** કોઈ વખત નદી કિનારેથી સાંજે એકલા પાછા ફર્યા છો—? નાનો સરખો એનો પટ એકલ-ડોકલ વૃદ્ધ મુસાફર જેવો વિષાદભર્યો ને રમણીય લાગે છે: પંખી પાછાં વળી ગયાં હોય, ઢોરઢાંખરે ઉડાડેલી ધૂળ પણ બેસી ગઈ હોય, સાંજનો આથમતો સૂર્ય છેલ્લું કિરણ ફેંકી ચાલ્યો ગયો હોય—પછી જે નરી એકલતા નદીકિનારે રહે છે, તેવી વિષાદભરી એકલતા, એ વૃદ્ધના જીવનમાં વણાયલી હતી. એ ક્યાંનો હતો તે ખબર નથી. શું કરતો તે પણ ખબર નથી. એના જીવનમાં શું રહસ્ય છે તે પણ માલુમ નથી. માત્ર એટલું આછું આછું સ્મૃતિમાં છે કે એક વખત જ્યારે મનોરે સુંદરજી શેઠ સાથે વાદ કર્યો કે આંગળી હલાવતે હલાવતે—અને આંગળી અટકી જાય તો હાર્યો કહેવાય—હું અઢીશેર પેંડા ખાઈ જાઉં, ત્યારે આ વૃદ્ધ ડોસો ત્યાં બેઠો હતો અને એ વાત સાંભળીને તેનાથી હસી પડાયું હતું. જીવનમાં કોઈ દિવસ જેનું મોં મલક્યું નથી, તેને આટલું હસતો જોઈ સૌને આશ્ચર્ય થયું હતું. ચોરાના

રામગર બાવાએ એક વખત કહ્યું હતું કે કૈલાસ મહારાજ કોઈ દિવસ હસતા નથી; એક વખત હસ્યા હતા ત્યારે ગામમાં રોગચાળો ફાટી નીકળ્યો હતો. પણ રામગર બાવો કૈલાસની જરા અદેખાઈ કરતો હતો, એટલે કોઈએ એના શબ્દ આ વખતે ગણકાર્યા નહિ. પણ પાછળથી જ્યારે મહારાજના ગયા પછી પુંજીયો ભંગી બોલ્યો કે મહારાજને ત્રણ દિવસ પહેલાં 'મહાણખડી'માં મેં હાડકાં વીણતા જોયા હતા ત્યારે થોડી વાર સૌ ગંભીર બની ગયા હતા. મનોર તો સરત પૂરી કરીને અઢીશેર પેંડા ખાઈ નિરાંતે ઓડકાર ખાતો ગામમાં ફરવા નીકળ્યો અને જાણે મહાન વિજય મળ્યો હોય તેમ હાટે હાટે વાતો કરતો ફર્યો. મનોરનો આ કાંઈ પહેલો વિજય ન હતો. હુતાશનીમાં એક જ ધાએ નદીનો પટ ઠેકાવવો હોય તો મનોરના ધા સિવાય બાકી બધાં ફાંફાં. એક વખત ઠળિયા સહિત અઢી શેર ખજુર ઉડાવી ગયેલો. શેરડીના સાંઠાના એકજ ઝપાટે ચાર કટકા કરી નાખતો. કાચલી સોતા નાળિયેરને એક મુઠાથી ફોડી નાખે. ચોમાસામાં કાળવાનો પટ વિંધવો એ કાળામાથાના માનવીથી ન બને, પણ મનોરે એક વખત એ પણ કર્યું હતું. આ જુવાન, આનંદી, હસમુખો, રમતિયાળ, કામગરો ને નાની નાની અનેક બાબતોમાં પ્રવીણ હતો : ક્યારેક તમે એને ગંભરાઈથી ભાગવતની વાતો કરતો પણ સાંભળો. મનોર હમેશાં સવારે નદીએ નાવા જાય, ત્યારે કૈલાસ મહારાજની ઝુંપડીમાં એક આંટો જઇ આવતો. કૈલાસે નદીકિનારે નાની ઝુંપડી બનાવી, મોટી મોટી બે-ચાર શિલાની ઓથમાં ઘર જેવું કર્યું હતું. ચારે તરફ ફરતી ધોળી પીળી

કરેણ વાવી પોતાનું ફળિયું સુરક્ષિત કર્યું હતું. અંદર ફળીમાં થોડાં બીલીનાં ઝાડ, તુળશીકયારા, ગુલાબના છોડ, ગલ, ધંતૂરો એવા એવા વિચિત્ર છોડોનું પ્રદર્શન કર્યું હતું. પણ પોતાની ઝુંપડી સામે તો લાલકરેણનો એક છોડ ઉગાડયો હતો. કૈલાસ મહારાજની એ વિચિત્રતા હતી કે ઘણી વખત એ છોડ સામે એ જોઈ રહેતા; અને બોલતા નહિ. પણ ક્યારેક બોલી દેતા કે 'વો ડોલર કે ફુલકી સુગંધ અચ્છી હય, વો ગુલાબ બી બડે અચ્છે ફુલ હય, મગર યે કરેણ તો કરેણ હય.'

પરંતુ મહારાજનું આ કથન હાસ્યરૂપે વેરાઈ જતું. અને મનોર સિવાય કોઈના મનમાં કલ્પના પણ નહિ જાગેલી કે મહારાજની કરેણ પ્રત્યેની પ્રીતિ કોઈ ગંભીર શોકનાં બીજમાંથી જન્મ પામી છે!

*

એક દિવસ હમેશના નિયમ પ્રમાણે મનોર સવારે કૈલાસ પાસે આવ્યો ત્યારે આગલા દિવસના ઉગ્ર વાતાવરણથી આ નાનકડું ગામડું હાલકડોલક થઈ રહ્યું છે એવા ખબર તેણે કૈલાસને આપ્યા. પાસેનાં ગામડાંઓમાં લાઠીનો માર ચાલી ગયો હતો. ક્યાંક દુધમલ બાળકો પણ રણમાં પડયા હતા.

હમેશાં આવી વાતમાં રસ લેનારા કૈલાસે આજે મનોરને કાંઈ વધારે હકીકત પૂછી નહિ. મનોર પૂછ્યા વિના જ બોલવા લાગ્યો: 'મારાજ, પંદર ગંજી સળગાવી દીધી, હવે ઢોરઢાંખર શું ખાશે? આ જમીનમાં હવે જેવારો નથી રહેવાનો. મા'રાજ, પેલી ડોસીએ તો ભારે જવાબ દીધો:

'કે' લોહીવાળી જમીનમાં દાણા ક્યાંથી ઉગે ? થોરના ડાંડલાને ય ઉગતાં શરમ આવે ને !'

'સબ ગાંવલોક ચલ ગયે ?'

'હાં જી, સબ લોક ચલ ગયે. એક ગાંવમેં તો ઐસી હકીકત બની કે કુત્તે ઓર ગધે બી દૂસરી જગો 'પર ચલ ગયે.'

'વૈસા ?'

'હાં જી !'

'ઔર–વો જવાન, જો ઇધિરસે લડતમેં ગયા થા, વો આપકા દેહ દેશકો દે ચૂકા !'

'દે ચૂકા ?'

'હાં દે ચૂકા !'

'ચલો, હરભોલા,—હરભોલા—મનોર, ઔર ક્યા ખબર હય ?'

'મહારાજ ! જો જવાન જેલમેં અપવાસ કર રહા થા–વો પંજાબ કા જવાન–ઉસકા દેહ ભી પડ ગયા !–'

'ઉસકા ભી દેહ પડ ગયા ?'

'હાં મહારાજ !'–

'ચલો, હરભોલા, હરભોલા, રૂદ્રકા તાંડવ શુરુ હુઆ હય. કાલીકા ખપ્પર ભોગ માંગ રહા હય. જો લોહી દેગા વો 'અમર ધામ અર્મ પાવે'—'મુંગો કૈલાસ જરાક ઉત્સાહથી બોલવા લાગ્યો. મનોરે રજા લીધી, ત્યારે તેણે હમેશની શાંતિથી કહ્યું: 'મનોર, આજ શાંમ, કો યહ ઝમીનમેં હમારા અન્નજલકા હિસાબ ખતમ હોતા હય. શામ કો જરા ઇસ તરફ લૌટ આઇઓ. અચ્છા હોગા.'

મનોર જોઈ રહ્યો. એને લાગ્યું કે આજે કૈલાસ જીવનના મર્મમાંથી કાંઈક બોલી રહ્યો છે. એ ઘણી વખત બોલ્યો છે પણ આજે એનો અવાજ જુદો જ છે.

*

સાંજે કૈલાસ પાસે મનોર આવ્યો ત્યારે ત્યાં જુદો જ રંગ જોયો. ઘીના અનેક દીવાથી ઝુંપડી પ્રકાશી રહી છે, નાળિયેર સાકર ને ફુલછાબ પાસે પડયાં છે. કૈલાસના કપાળમાં કંકુ—શુદ્ધ લોહીના તિલક જેવું—શોભી રહ્યું છેઃ તેના ઉપર ચોખા ચોડયા છે, લાલ કરેણની માળા ડોકમાં પડી પડી હસી રહી છે. જાણે એ સાધુ—શાંત થોડા બોલો કૈલાસ—મૂર્તિમાન બલિદાન હોય તેવો અડગ ને દૃઢ બનીને બેઠો છે. મનોર આવ્યો ને તેની પાસે બેઠોઃ

'મહારાજ, વો જવાન—પંજાબવાલા—હય ઉસકી, ઈસ 'પેપર' મેં બડી હી સુંદર છબી આઈ હય !'

'છબી આઈ હય ?'

'હાં મહારાજ છબી આઇ હય. દેખીયે, કયસા ખૂબ સુરત જવાન હય.' મનોર 'પેપર' ઉખેડવા લાગ્યો, પણ 'રખો, રખો, વૈસા હી રખ લો હમકો મત બતાઓ, હમકો મત બતાઓ'—કરતો કૈલાસ તો ઉભો થઇ ગયો.

કયોં ? કયોં ?

'બૈઠો બૈઠો'–કૈલાસે મનોરને કહ્યું–'મેરે હૃદય વો જવાનકી સચ્ચી સુંદર છબી આ રહી હય–બૈઠો–સુનો.' તે મનોર સામે જોઇ રહ્યો. મનોર કાંઈ સમજયો નહિ. પણ તેણે કૈલાસના ચહેરા તરફ જોયું તો તેમાં હૃદય વિદારી નાખે તેવો ફેરફાર થતો જોયો. તે ઘડીભર બોલ્યો નહિ.

પછી ધીરે રહીને બોલ્યો, 'મનોર! મેં ડાકુ જૈસા દિખતા હું નહિ?'

મનોરે ડોકું ધૂણાવ્યું.

'મૈં દિખતા તો હૂં સાધુ મગર હૂં ડાકૂ સે ભી બૂરા!'

'મહારાજ!'–

'સમજીયે–સમજીયે–ઠહરો–મનોર! મેરી બાત સૂન લો. મુઝકો હિંસાકી નીતિમેં અડગ વિશ્વાસ થા . . .

'મેં બોંબ બનાવ્યા છે. સફળ રીતે ફેંક્યા છે અને અચૂક ઘા માર્યા છે. પરંતુ જ્યાં આખી પ્રજા નિઃશસ્ત્ર હોય, ત્યાં એ ફટાકડા ફોડવા જેવી રમત થઈ છે—અને એક ફેંકનારની પાછળ અનેક મર્યા છે. મારું કુટુંબ સહી-સલામત રહે—અને મારા છાંટા એમના ઉપર ન ઉડે માટે હું આ તરફ ભાગી આવ્યો હતો.

શ્વાસ થંભાવીને મનોર આશ્ચર્યથી સાંભળી રહ્યો.

'હું સાધુ નથી. સન્યાસી નથી. હું પણ સંસારી છું. મારે સ્ત્રી છે. બાલબચ્ચાં છે—એ બધાં મારી રાહ જોતાં હશે. છોકરાં હમેશાં રાહ જોતાં હશે કે આજે રાત્રે બાપ આવશે,' કૈલાસનો સ્વર જરા ધ્રૂજ્યો: તેણે એક અદૃશ્ય આંસુ લોહી નાખ્યું; 'પણ મેં ઘર છોડયું ત્યારથી કોઈ દિવસ ઘરનું આંગણું ફરી જોયું નથી. આજે આ વાતને બરાબર બાર વર્ષ થઇ ગયાં. પણ–જેમ જળો લોહી ચૂસે ને ખબર ન પડે, તેમ સી. આઇ. ડી મને ક્યારે ચૂસી લે તે ન કહેવાય. મને મારા ઘરનું એક છેલ્લું મીઠું સ્મરણ તાજું છે.'

નાનું ગામ નાની નદી અને આવી મોટી ધાન–

એથી જાણે રાત્રિ બમણી ગંભીર બની ગઈ હોય તેમ વધારે સુમસામ થઈ રહી.

'અમારૂં ગામ છે. ગામને છેડે જાંબુડાનાં મીઠાં ઝાડ છે. કેવી સરસ શાંત નદી ત્યાં વહે છે—જાણે ગંગાજીની ચોખ્ખી જલધારા—મેઘલી રાતના જેવી અમારી કાળી ભોં છે. મેં મારી જુવાનીમાં એમાં ઘઉં વાવ્યા છે, ને પોંખ પાડયા છે. પણ—આ તંત્ર—ખેડુતને સુખી રહેવા દે કે મજુરને રોટલો ખાવા દે તેવું રહ્યું નથી. નાનકડા ગામનો શાહુકાર એને ચૂસી રહ્યો છે. દેણું, નાના અમલદારોની લાંચ, મોટા અમલદારોની કોરટ, અને અધુરામાં પુરૂં પેલો વકીલ—અન્યાયોની પરંપરા થઇ જાય, પણ ન્યાય ન મળે; મળે ત્યારે પાંચ પંદર વર્ષે મળે, કે જ્યારે એની કિમ્મત જ ન હોય. અમારા ગામના ઘણા જુવાનો થાકીથાકીને બોમ્બવાળામાં ભળી ગયા. હું પણ એમાં ભળ્યો—પછી તો પકડાપકડી, મારફાડ, ને ફાંસીખોરી થઈ ગયાં. હું ભાગ્યો. જે રાત્રે ભાગ્યો તે રાત્રિનું આ મીઠું સ્મરણ છે.' કૈલાસ થોડીવાર થોભ્યો. પછી ખોંખારો ખાઈને આગળ વધ્યો.

'મારો મોટો છોકરો—અગીઆર બાર વર્ષનો—મને વળાવવા આવ્યો હતો. અમે નદી કાંઠે ઉભા રહ્યા. ઉપર ચાંદની ખીલી રહી હતી. મેં એનું મીઠું—વિષાદભર્યું કુમળું મોં—વારંવાર જોયું ને અંતરમાં ઉંડું ઉંડું ઉતારી દીધું. પછી એ ત્યાં ઉભો રહ્યો, ને હું આ કાંઠે ઉતરી આવ્યો.'

મનોર પોતાનાં આંસુ રોકી શકયો નહિ. સામે બેઠેલો કૈલાસ પણ ધ્રૂજતે સ્વરે આગળ વધ્યો.

'એ મધુર, રૂપાળું ગોરું મોં... ગોરું મોં...

ગોરું મોં . . . રસમૂર્તિ રાધાના પ્રસન્ન હાસ્ય જેવું બંસી બજાવતા કનૈયા જેવું . . . મારા અંતરમાં ઉંડે ઉંડે વિલસી રહ્યું છે !'

'અ—ને' કૈલાસે પેલા કરેણના ઝાડ તરફ શૂન્ય દૃષ્ટિ ફેરવી. મનોર ધ્રૂજ્યો; કોઇ જુગજુગનો અંતર વલોવતો શોક ખડો થયો હોય તેમ પેલાં વૃક્ષ પણ પાન ન હાલે એની કાળજી રાખતાં ઉભાં રહી ગયાં હતાં !—'અ—ને—આજે જે જુવાને જેલના સળિયા પાછળ મુંગું જીવન સમર્પણ કર્યું—જેની જીવનસમર્પણની આ મુંગી દીક્ષા મને અંતરમાંથી હલાવી નાખે છે—તે જુવાન એ જ મારો કનૈયો' જાણે બાર વર્ષનો સામો ઉભો છે !—મનોર, જો ને, જાણે એ જ નદી, એ જ નદી, એ જ વૃક્ષો, એ જ રાત્રિ, અને એ જ મધુર ચહેરો આંહિ ઉભાં છે . . .'

બે હાથથી આંખો દાબી મનોર નીચું જોઈ ગયો. કૈલાસની સામે જોવાની એનામાં શક્તિ ન હતી.

'મનોર ! જો ને !—એ જ નદી, એ જ વૃક્ષો, એ જ રાત્રિ, એ જ મારો વ્હાલો બંસીધર કનૈયો . . .' કૈલાસ બોલવા–ઉન્માદી જેવું લવવા—માંડયો. 'આહાહા ! શું મીઠો કુમળો મધુરો વિષાદ ભર્યો એ ચહેરો મારા અંતરમાં બેઠો છે !'

કોણ જૂએ ?–મનોરનાં વ્યર્થ દબાવેલાં ધ્રૂસ્કાં સંભળાવા લાગ્યાં . . . .

'અને એ મારી અંતરની છબી—એવી સુંદર છબી —સ્મૃતિમાંથી વિલુપ્ત ન થાય, માટે મેં આજની છબી જોવાની ના પાડીહતી–પણ–જો–'

મનોરે ઉંચું જોયું. ઘડી પહેલાના ગહન વિષાદની

માત્ર આછી રેખા કૈલાસના મોં ઉપર હતી. એક ઘડીમાં તો તદ્દન જ ફરી ગયેલી, દૃઢ, તેજસ્વી, નિશ્ચયી, ને જીવનને મુઠીમાં લઇને રમનાર જુગારીના જેવી અડગ મૂર્તિ તેણે પોતાની સામે બેઠેલી જોઈ.

'આજે હવે લાલકરેણુની માળા મેં પહેરી છે. આજે હવે મારા ઘર ભણી હું જાઉં છું. સૌને મળી—રામ રામ કરી, નવેસરથી જંગમાં ઝૂકાવવાની મનોવૃત્તિ મને જાગી છે. એ મનોવૃત્તિ કયે રસ્તે મને દોરશે એ ભગવાન જાણે. મને ખબર નથી.' કૈલાસ ઉભો થયો, તેણે મનોરનો હાથ પકડયો. 'ચાલ ભાઇ, મને થોડે સુધી વળાવી જા, અને પછી તું જા.'

એક વખત કૈલાસે ફળીમાં આંટો માર્યો. વૃક્ષો મુંગા શોકમાં નીચે નમી રહ્યાં હતાં. ગંભીર શાંતિ ફેલાઈ ગઇ હતી. બન્ને જણા બહાર નીકળ્યા. દૂર ગયા, ત્યારે મનોરને ઉભો રાખી કૈલાસ ભેટયો—અને મનોર એના પગમાં પડયો. મુંગો મુંગો ઉભો રહ્યો. એની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. કૈલાસે જવા માટે પગ ઉપાડયો. એનો છાયો—આછો છાયો દેખાયો ત્યાં સુધી મનોર એકી નજરે જોઇ રહ્યો. કદાચ પેલા કનૈયા જેવા છોકરાએ આવી જ એકાંત રાત્રિમાં આ એકલ મુસાફરને નિહાળ્યો હશે! . . . એનું અંતર ઉંડું ઉંડું ઉતરી ગયું હતું. કૈલાસ નહિ પણ જાણે પોતાનો જ બાપ એકલો મૃત્યુને ભેટવા જાય છે એમ એને લાગ્યું . . . એ ક લો! . . .

બીજે દિવસે પ્રભાને ખબર પડી કે એ ગામમાંથી એકીસાથે બે જણ ગુમ થયા હતાઃ

કૈ લા સ અ ને મ નો ર!

એ વખતે ધોળકા લાઇનના રેલ્વેના પાટા બદલાતા હતા, એટલે વેજલપરાથી સો સવાસો માણસ કામવા આવ્યું હતું ને ધોળકા રેલ્વેના પાટા પાસે શીમમાં પડાવ નાખીને પડ્યું હતું.

કાનો અને એનો સસરો પૂંજો ઢેઢ એ તરફથી આડે ધડ ચાલ્યા આવતા હતા અને ગમે તેમ કરી એલીસબ્રીજ જનારી મોટી સડક પકડીને 'માણેકચોક'માં પહોંચવાનો એમનો વિચાર હતો. વેજલપરાથી આઠેક દિવસ થયાં આ-વેલા, લોટ દાળ લાવ્યા હતા તે ખૂટી પડયાં અને અમદાવાદ તથા એનું 'માણેકચોક' એમની સ્વપ્નસૃષ્ટિમાં પહેલેથી જ કાંઇક સોનેરીરૂપેરી મહેલાત જેવા લાગેલાં, એટલે આજ તો ભલે રાતના આઠ વાગે કે નવ થાય પણ 'માણેકચોક' માંથી જ હટાણું કરવાનો નિશ્ચય કરીને બન્ને નીકળ્યા હતા.

મોટી સડક ઉપર એક પછી એક કેટલાં ય વાઘ ચાલ્યાં આવતાં હતાં, અને એમણે ઉડાડેલી ધૂળ શાંત થાય ન થાય તે પહેલાં મોટરે ઉડાડેલી ધૂળના ગોટેગોટામાં સસરો જમાઈ

દટાઈ જતા હતા. થોડોક ઉજાસ થાય ત્યાં પૂંજો બોલતોઃ 'મેં તો તમને પહેલેથી કહ્યું હતું કે ભલે વાળુ ટાણું થાય, પણ ડગલી કરાવવી તો તો માણકચોકમાં જ.' જુવાન પણ નમ્ર છોકરા જેવો આજ્ઞાંકિત કાનો કાંઇ બોલ્યા વિના પાછળ પાછળ ચાલ્યો આવતો હતો. પૂંજો આજે પોરસમાં હોય, કે પછી ગમે તેમ, પણ પોતાના જમાઇને માણકચોકમાંથી જ ડગલીનું લુગડું અપાવી, ત્યાં ને ત્યાં દરજી પાસે શીવવા આપી પછી જ ઘેર પાછો ફરવાનો હતો.

'લોટ પણ ન્યાંથી લેવો છે?' 34180

'હા, હા, તમે જુઓ તો ખરા, લોટ પણ ન્યાંથી જ લેવો છે. વશરામ લાવ્યો નાં, પરમદિ, રૂપિયાનો પચી શેર. પણ આપણે તો રૂપિયાનો ભલે ચોવી શેર મળે.–બાજરાનો–પણ લેવો છે તો માણકચોકમાંથી જ.'

'મોડું બહુ થાશે' કાનો બોલ્યો. કાનો જુવાન જોધ હતો પણ એના પગમાં પોતાના પ્રૌઢ સસરા જેવું જોમ ન હતું.

'બશેર જલેબી લેશું. ત્રણ દરવાજા પાસે ખાંચામાં પીળી ધરમક મળે છે ને સાસરો જમાઇ બે ય ખાતા આ-વશું. ધોળી દુધ જેવી રાત છે, પછી ભલેને સોપો પડી જાય.'

એક કુતરૂં પૂંજાની હડફટે આવતું રહી ગયું ને પાસેથી સડડાટ કરતી મોટર ચાલી ગઈ. એની ધૂળના ગોટાથી આસપાસનાં ખેતર છવાઈ ગયાં, પણ પૂંજો તો અમદાવાદ ને માણકચોક એ બે નામની જ માળા જપતો હતો.

'માણકચોકમાં શું મનખો મળે છે! ધોળકે મેળામાં ય એટલાં નો થાય!'

સસરાને ભોળા જમાઇએ કરેલી આ તુલના જરાક ખૂંચી અને જમાઇ ' કલચર 'માં–સંસ્કૃતિમાં–જરાક પાછળ લાગ્યો. માહિતીની દૃષ્ટિએ; પણ આજે પૂંજો ચીડાવાના તોરમાં જ ન હતો; નહિતર કાનાને ' ઢોર જેવો છો ' એમ કહી નાખત.

' તમારી સાસુ જીવતાં અમે આવ્યાં હતાં, આજથી પાંચ વરસ પહેલાં. એનો મંદવાડ વિરમગાંમનો કે નડીયાદનો કે અમદાવાદનો કોઈ દાકતર વરતી ન શકયો; પછી આપણી વશરામની વહુએ ડામ દીધા '.

પૂંજાના પગલાં જરાક નરમ પડયાં. એટલે કાનો સાથે થઇ ગયો. મિત્રના ખભા પર હાથ મૂકતો હોય એમ પૂંજો કાનાના ઉઘાડા કાળા ખભા ઉપર હાથ મૂકીને બોલ્યો: તમે નાના હતા. તમને ખબર નથી, પણ કડવીની મા બહુ ચાલાક માણસ હતું. '

કડવી પૂંજાની મોટી છોકરીનું નામ હતું.

ભોળીયો કાનો સસરાની સામે જોઈ રહ્યો. અત્યારે પૂંજો એની સાથે મિત્રની જેમ વરતી રહ્યો હતો, પણ— ' દેશના એક વીશું રૂપિયા બાકી છે તે ભરી ગયા પછી તમારા માણસને–આ કડવીને–તેડી જાજો ' એમ એણે જ કહ્યું હતું.

' તમે નાના હતા. કડવી પણ નાની હતી. પણ તમારી સાસુએ કયાં વરો આવ્યો ને કયાં ગયો કાંઇ કળાવા દીધું નહિ, બહુ ચતુર માણસ. '

કાનો પોતાની સાસુનાં વખાણ સાંભળી રહ્યો. એને એટલી તો ખબર હતી કે, પોતે નબાપો બન્યો ત્યારે વેણની ખાતર પણ સાસુએ સંબંધ જાળવી રખાવ્યો હતો અને

એના દેશના રૂપિયા દસ વીશું ને બદલે ૭ વીશું લેવરાવ્યા હતા. એની સ્મૃતિમાં એની સાસુની મૂર્તિ પૂજ્ય ને પ્રેમભરેલી હતી.

પણ પૂંજાને તો આજે સાબરમતીનો આ કાંઠો જોઇને જૂનાં સંસ્મરણો જાગ્યાં હતાં.

'તમારી સાસુ સાથે હું આવ્યો, ત્યારે આંહી આ બંગલા કે કાંઇ નહિ હો. બધે જંગલ. હું ને વશરામ તો લોટ લેવા હારે જ જઇએ. એ ને પેલો આરો દેખાય, ત્યાંથી અમે સીધા ખાનપુર દરવાજે નીકળી જાઇએ. પણ તમારી સાસુ–લખમીનો જ અવતાર–હવે એવા માણસ કળજગમાં મળે નહિ. શું તમને વાત કરૂં કાના!' પૂંજાએ કાનાના ઉઘાડા ખભા ઉર હથેળી લગાવી. કાનો તો મુંગો મુંગો હોંકારો જ ભણતો હતો.

'ભાઇ, કડવીના વિવાહ કર્યા ત્યારે તમારી સાસુએ મને કહ્યું હો, કે આપણો જમાઇ દુબળું માણસ છે તે દેશના રૂપિયા ૭ વીસું જ લેવા છે. ઉપર રાત જેવડું ધાબું છે. ખોટું નહિ બોલું. મારા મનમાં એક વીસું ઓછા લેવાનું હતું, પણ તમારી સાસુ ચતુર માણસ, ભાઇ, મને પણ માળું કોણ જાણે શું, તે, એનો બોલ ઉથાપવાનું મન જ નો થાય. ભાઇ, ચાર વીસું ઓછા કરાવ્યા; એમાંથી હજી તમે એક વીસું ભર્યા નથી, પણ મારા મનમાં એનો દખધોખો ન મળે. ભાઇ, પછી વિવાહ તો ઉકલી ગયા, મૂકવું કારવવું પતી ગયું ને મેં કહ્યુંઃ

'કાં કેટલા રૂપિયા વધ્યા?'

'કાંઇ વધ્યું નથી. પસ્તાળીશ રૂપિયા ઘટ્યા છે.' તમારી સાસુએ કહ્યું.

'હવે? વાણિયાનું ક્યાંથી ચૂકવશો? નેમચંદ એક દી ખમે એવો નથી.'

'તમારી સાસુ બોલતાં બહુ થોડું. ભાઇ, મને તો જવાબે ય નો આપ્યો. ત્રીજે કે ચોથે દી, વશરામ ને મેઘો અને સતાપરવાળો કાળીયો સૌ આવ્યા હતા. તમારાં સાસુ હોય એટલે મારે મનમાં ઘરની કાંઇ ફકર નહિ. ભાઇ, હું તો હોકો ચગવીને લીમડા હેઠે બેઠો તો હો, ને ગરાશ્યાની પેઠે વાતુંએ વળગ્યો તો; પણ મનમાં ચટપટી કે જો નેમચંદ આવી ચડયો તો આબરૂના કાંકરા થઇ જાશે. ભાઇ, તમારી સાસુએ તો ચોખા, ગળ, ઘી બધું ય તૈયાર કંપલટ રાખ્યું ને સૌ ભાણે બેઠા. એટલામાં નેમચંદ આવ્યો. મારાં તો ધરણ જ મરી ગયાં, પણ તમારી સાસુ જબરૂં માણસ. કોઠલામાંથી રૂપિયા પસ્તાળીશ રોકડા કાઢીને ઓશરીની કોર ઉપર જ નવા નકોર ખખડાવી દીધા. હું મનમાં ધા ખાઇ ગયો કે માળીએ રૂપિયા કાઢયા ક્યાંથી?'

'મેમાન તો ગયા. પછી મેં પૂછ્યું કે તેં રૂપિયા કાઢયા ક્યાંથી?' મોઢું મલકાવીને દાઢીએ હાથ રાખીને એણે તો જવાબ દીધો કે તમારે શું કામ છે? કાઢયા ગમે ત્યાંથી.'

'ના પણ તું વાત કર, કે રૂપિયા આવે ક્યાંથી?' મેં કહ્યું.

'તમારી સાસુનો સ્વભાવ જરાક હસમુખો ખરો, મને કહે કે હું તો ચોરી કરી આવી છું.'

'પણ હું કાંઇ માનું? મને ખબર હોય નાં, કે આ સતજુગનો જીવ કાંઇ ચોરી કરે?'

'મેં કહ્યું કે તું રૂપિયા ક્યાંથી લાવી એ કહે નહિતર મારે ભગરીનું દૂધ ઘી હરામ છે.'

'તમારી સાસુ તો તાળી લઇને હસી પડયાં અને આપણી નાતમાં એના જેવો રાગ કોઇનો નહિ હો, ભાઇ, મને જવાબ આપવાને બદલે ભનકીને કહે કે 'લે હું તને ગીત ગવરાવું, ગીત ગા,' અને એમ કહીને ફળીમાં રાસડા શરૂ કર્યા;'

'કારતકે વ્હાલા, કૃષ્ણકૃપાળા; વ્હાલા બંસીવાળા,
રાજ રૂપાળા રે, વ્ર જ માં આ વો ને.'

'એટલામાં ત્યાં રૂડકી નીકળી. ત્યાં તો શામડી આવી ને મોંઘી તેલનો શીશો લઇને જાતી'તી એ પણ થોભી ગઇ. માણસને જોણું થયું. ને ભાઇ, રૂપિયાની વાત રૂપિયાને ઠેકાણે રહી ને ઢેઢપામાં રાસડાની રમઝટ બોલી ગઇ. એટલી બધી બાઇડીયું તે હું એકલો શું કરૂં? મનમાં કીધું ભલે ગાઇ લ્યે, પછી વાત.'

'ભાઇ, મેં તો સાંજે ભાણું ઠેલી મેલ્યું;' રૂપિયા કયાંથી લાવી એ વાત કરતો હા, નકર ખાવું હરામ.' પછી શું કરે? મને કહે કે એ તો હું મુખીયાણીની પાસેથી ઉછીના લાવી છું. આપણે પછી ભરી દેશું.'

'હવે મારે કાંઇ મુખીયાણીને પૂછવા જવાય નહિ. વખતે મુખીયાણીએ છાનાછપના આપ્યા હોય એટલે મુખીને પૂછાય નહિ. અને આપણે મુખીયાણી હારે બોલવું શી રીતે? અટલે ભાઇ, રૂપિયાની વાત તો એમ થાળે પડી. ગામના વાણિયાનું તો ચૂકવી દીધું. પણ પરગામના વાણિયાના રૂપિયા સાત વીસું ને સાત હતા એ કયાંથી ભરવા? થોડાક રાઘવા મોચી પાસે લેણા હતા તે આવ્યા. એક પારો ખંડી નાખ્યો, પણ અંદર પેલે ગોકળીએ સોનીએ રૂપાના કરડા

મૂકેલા ! મારે બેટે બરાબર દગો દીધેલ, તે માંડ એના રૂપિયા અરધા ઉપજ્યા. વળી તમારી સાસુ મુખીયાણી પાસેથી થોડાક લાવ્યાં ને એમ ઓટાજોટા કરી અમે તો નામું ચુકવવા હાલ્યાં.'

'પણ દીપચંદ તો ક્યાંય થાવો નથી હો, સાત વીસું ને આઠ રૂપિયાનું નામું નીકળ્યું, પણ એણે તો પાંચ વીસું રાખ્યા ને બીજા બે વીસું ને આઠ પાછા આપ્યા. કે'વા માંડયો કે નામું ચૂકતે નહિ કરૂં.'

'તમારી સાસુ કહે, 'મારે હવે પઇનું ય દેણું રાખવું નથી. નામું ચૂકતે કરો.'

'પણ દીપચંદ માને નહિ. કહે કે ના તમારા જેવું કળ ચૂકતે નામું કરી જાય તો તો પછી દુનિયામાં વહેવાર કેમ હાલે ? તમતારે રૂપિયા બે વીસું ને આઠ પાછા લઇ જાઓ ને વાપરો ને મારૂં નામું ભલે બાકી રહ્યું.'

મેં કહ્યું, 'પણ દીપચંદ કાકા ! વળી ખપ પડશે તો તમારે ત્યાં જ કનડવા આવીશ.'

દીપચંદ કહે, 'તારી વાત સાચી, પણ તું અમારો ખાતેદાર રહે એવી અમારે આશા ન હોય ?'

'ભાઇ, હા ના કરતાં રૂપિયા બે વીસું ને આઠ બાકી રાખ્યા. દીપચંદ બચારો લાખનું માણસ હો.'

'મહીને રૂપિયે પૈસા લેખે સાવકારી વ્યાજ નોંધ્યું ને અમારી ગાંઠે રૂપિયા પાછા બંધાવ્યા.'

'પછી હું ને તમારી સાસુ તો રૂપિયા લઇને પાછા વળ્યાં. ત્યાં દીપચંદ પાછળ દોડયો. મને કહે, 'હાલો પાછા તમારૂં કામ છે.' દુકાને ગયો ત્યાં, ભાઇ, દોઢક શેર ઘી,

ત્રણ શેર જેટલો ગોળ, દશ શેર ઘઉં મારા મોં આગળ મૂક્યાં. મને કહે, ઉપાડી લો, તમારૂં આટલું નામું થાય તો મારે પણ સોપારીનો કટકો આપી જાણવો જોઇએ. બહુ ના કહી, પણ કાંઇ માને? પછી મેં પણ એને બે રૂપિયા બાઘડીના કરીને આપ્યા અને અમે ઘેર આવ્યાં.'

卐

જેવી મીઠાશ ભૂતકાળની યાદીમાં માણી, તેવીજ મીઠાશ પેલી બશેર જલેબીમાં લેતાં લેતાં, પૂંજાએ કાનાને સઘળી વાત પાછા ફરતી વખતે કહી સંભળાવી હતી. સાબરમતીનો વિશાળ પટ ખાલી પડયો હતો; ઉપર ધોળી દૂધ જેવી ચાંદની વરસતી હતી; નીચે જલેબીની સુગંધ આકર્ષક ને મોહક બની રહી હતી અને ચાંદનીમાં પસાર થતી આછી વાદળીની છાયા જેવી સ્મરણકથા પણ સુંદર હતી.

થોડા વખત પછી પૂંજાનું આ ચતુર બૈરૂં મરણ પામ્યું હતું.

લક્ષ્મી જતાં પૂંજાનો સઘળો જીવંનરસ ઓસરી ગયો. છોકરી ભનકીને લઇને એ ઓટલે બેઠો રહે. પેલો જૂનો લીમડો, એનો જીવનસંગાથી જેવો હોકો, અને ભલું હોય તો એકાદ રડયુંખડયું કુતરૂં. બસ, જાણે કાંઇ કામ ધંધો ન હોય તેમ એ બેઠો જ રહેતો. સૂરજ ઉગતાથી આથમતા સુધી, કેટલાક પેન્શનર ખાટ ઉપર હીંચકયા કરે છે તેમ, પૂંજો પેલા ઓટલા ઉપર હોકો લઇને બેઠો જ હોય!

પણ લક્ષ્મી મરી ગઇ ત્યારે પૂંજાએ નાત કરી હતી એટલે એનું દેવું થયું હતું. જમાઇ પાસેથી દેશના રૂપિયા વધુ મળે એવો સંભવ હતો નહિ, એટલે પૂંજો ધીમે ધીમે

કામે જાવા લાગ્યો. ને મહેનત કરી કરીને સૌનું દેણું ચૂકવવા લાગ્યો.

લક્ષ્મીને મરી ગયાં ત્રણ વર્ષ થયાં, તે દરમ્યાન અનેકવાર એને બીજું ઘર કરાવવાનો પ્રયત્ન થયો. પણ પૂંજો એક જ જવાબ વાળતોઃ 'ના, મારાં છોકરાં દખી થાય, એની માએ મને ભળાવ્યાં છે.'

છોકરીને સાચવવી, મજૂરી કરવી, ને ભત્રીજાની વહુ છણકા કરતી આવે ને બે રોટલા ટીપી જાય તે ખાઇ લેવા એ સઘળી વાતથી પૂંજો કાયર કાયર થઇ ગયો. આડોશી-પાડોશી સૌ એને વળગ્યાં કે હવે તો તું બીજું ઘર કરી લે. એટલું છતાં એ ટકી રહ્યો હતો. જો કે હવે નાતમાં તો એની વાત પણ થાતી હતી કે છતે પૈસે દુઃખી થાય છે. પણ પૂંજાનો વિચાર હતો કે દેણું ચુકવાઇ જાય, બન્ને છોકરાં પોતપોતાને ઘેર આવતાં જાતાં થાય ને પછી કામઢું માણસ મળે તો વળી ઘર સંસાર ફરી માંડવો. એક વખત પૂંજો મજુરીએ ગયો ત્યારે શામડી બાવળનો ભારો લઇને આવતી હતી. શામડી પાસેના ગામડાની હતી અને એટલામાં પોતાના રૂપ અને યૌવનને લીધે પ્રસિદ્ધ હતી. ઘણાએ એને હારડી બાંધવા કહેવરાવ્યું હતું, પણ શામડી એક જ તોછડો જવાબ વાળતી; 'મારે તો હથેળીમાં થુંકાવે એવું શોખીન માણસ જોઇએ.' એની મારકણી આંખ અને નવું જોબન એને પુરૂષ પ્રત્યે જરાક બેદરકારીથી જોતાં શીખવી રહ્યાં હતાં. જ્યારે સ્ત્રીને પોતાના રૂપનું ભાન થાય છે ત્યારે એની મસ્તી ઓર પ્રકારની બને છે. શામડીની જરાક ભીનેવાન ચામડીની મઢેલી દેહ આવી મસ્તી ભોગવી રહી હતી. પૂંજો રસ્તે

મળ્યો ત્યારે શામડીએ જરાક મશ્કરીમાં, જરાક બેદરકારીમાં અને જરાક, પૂંજા જેવું નાતમાં મોભાવાળું માણસ સામું મળે ત્યારે બોલવું જોઈએ એવા વિવેકથી સહજ જ કહ્યું:

• ‘ક્યાં હાલ્યો પૂંજા ?’ માથા ઉપરનો ભારો નીચે ટેકાવીને તે વાતો કરવા ઉભી.

પૂંજો એની સામે ઉભો રહ્યો: ‘જાઉં છું ખીડ વાઢવા.’

‘ઉધડું રાખ્યું છે ?’

‘હા. તું હમણાં ક્યાં જાય છે ? ખીડ વાઢવા આવને !’

‘મારે તો આવે છે ભૂખરાત. તારે ત્યાં ખીડ વાઢવા કોણ આવે ?’ શામડી એને ચીડવવા માટે જ બોલી.

‘કેમ ? મારો શું વાંક ગનો દીઠો ?’

‘વાંક ગનો કાંઇ નહિ,’ શામડી લહેકાથી બોલી ‘પણ તારી હાંસડી કોઇ બાંધતું નથી, તે કાંક કહેવાપણું હશે નાં ?’ જુવાન ને રૂપાળી સ્ત્રીએ મારેલો આ ટોણો પૂંજાને છાતી સોંસરવો નીકળી ગયો. વળી શામડી ટોણો માર્યા પછી જરાક મલકી પડી.

‘મારામાં શું કહેવાપણું છે ? મેં લખમીની પાછળ નાત નથી કરી ? શું મેં મારી દીકરીને વળાવી નથી ? મારી હાંસડી બાંધવા તો એક કહેતાં એકોતેર તૈયાર થાય છે. પણ મારે કાંઇ રૂપકડું ઘરમાં લાવીને લોકની આંખે ચડવું નથી.’

આ ફટકો શામડીને સોંસરવો નીકળે એવો હતો. ‘હા, ભઇ, હા. અમે તો ભલેને કાળાં રહ્યાં, તું કોક મઢમડી લાવજે.’ એટલું બોલીને શામડીએ ભારો માથે ચડાવતાં

ઉમેર્યું: 'પણ પૂંજા જોજે હો, રૂપકડી ગોતવામાં ક્યાંક છેતરાઇ જા નહિ !'

અને એક તીવ્ર સોંસરવી નીકળે એવી મોહક દૃષ્ટિ નાખીને શામડી ચાલતી થઇ.

તે દિવસથી પૂંજો જુદો બની ગયો હતો. શામડી ઉપર એનું મન ચોંટયું હતું. વધારે તો એટલા માટે કે શામડીનો ટોણો પાછો એને જ સોંપવાની એની વૃત્તિ જાગી ઉઠી હતી. આઘાત પ્રત્યાઘાતમાંથી ઉત્પન્ન થતો પ્રેમ ઘણી વખત કુદરતી પ્રેમ કરતાં વધારે બળવાન, વેગભર્યો ને જુસ્સાભરેલો હોય છે. શામડીને પોતાના ઘરમાં બેસારીને એની સાથે લહેકાથી ટોણા મારતાં મારતાં મશ્કરીભરેલી વાતો કરવાની પૂંજાને અનિવાર્ય જરૂરિયાત લાગી. એ જરૂરિયાતમાં- થી જ એણે નિશ્ચય કર્યો, કે ઘરઘું તો તો હવે શામડીને જ.

ઘણી વખત એવું પણ બને છે કે તમે જે ચિંતન કરતા હો તે જ વસ્તુ સામે આવીને મળે છે. ત્યાર પછી શામડી પૂંજાને ભેટી હતી. ઘણી વખત ચમચમ કરતા, એના જોડા પહેરીને, એ તો પૂંજાને ઓળખતી ન હોય એમ તરીને જતી. પણ એના મનમાં સો ટકા ખાત્રી હતી કે પૂંજો એને બોલાવશે જ. આવી ખાત્રી હોય છે, ત્યારે સ્ત્રી વધુ બેદરકારી દેખાડવાનો વેષ ભજવે છે. એક દિવસ પૂંજાએ વાતચીત કરી પણ ખરી.

'અરે ! શામડી, તું તો આજ જલ્દી પાછી વળી ? કેટલા પૈસા આવ્યા ?'

'આવ્યા, બેચાર આના. અમે કાંઇ ગોરાં છીએ કે વાણિયાવેપારી મોહી પડે !'

'તે તમે બલોયાં કેમ પહેરતાં નથી?'

પૂંજો પૂરી જાણ વિના કે ભાન વિના ઊંડા પાણીમાં ઉતરતો હતો.

શામડી મલકી પડીઃ એવા આત્મસંતોષથી કે પૂંજાને પોતે આકર્ષી રહી છે.

'નહિતર તો જાણે પોતાને ખબર નહિ હોય? રંડવાળને બલોયાં પહેરતાં જોયાં હશે કાં?'

'એમ? તું-તમે રાંડયાં છો?'

'ઓહોહો! કાંઈ વાત છે? તને ખબર નહિ હોય?'

'તે હવે નવું ઘર માંડો ને!'

'મને કાળીકુબડીને કોણ રાખે? સૌને ગોરૂં બૈરૂં જોઇએ.'

પોતાના રૂપના સંપૂર્ણ ભાન સાથે શામડી બોલી. એટલે એના બોલવામાં એક જાતનો ગર્વ હતો. 'મને ન રાખવાની હિમ્મત કોનામાં છે એ તો બતાવો?' એવી જાતનું જાણે કે આહ્‌વાન હતું.

'લે હવે ઠેકડી જાવા દેને, કહું છું, બીજાતી નહિ હો. મારી હાંસડી બાંધ ને!'

શામડી બે હાથની તાળી લેતી હસી પડીઃ 'લ્યો, તમારે તો એક કરતાં એકોતેર મળે છે ને?'

'હા, પણ એમાં તારા જેવી કોઈ ન મળે!'

'ના રે, આપણે તમારા જેવા મોટા માણસની પડખે ચડવું નથી, આપણે તો કોક ઓછું પાતળું માણસ જોઇએ'

'લે, હવે શામડી! સાચી વાત કર ને!'

'ના રે!' શામડી લહેકો કરતી ચાલી ગઇ. પણ

પૂંજાને 'ના રે' ની પાછળ જ રહેલો 'હા રે!' નો સ્પષ્ટ અવાજ સંભળાયો.

卐

દાંતના ચાર બલોયાં ને સાડલો તૈયાર રાખીને પૂંજો તો શામડીની હા પડે એની રાહ જ જોઇ રહ્યો હતો. શામડીની બેન કેસરે સમાચાર પણ આપ્યા કે શામડીએ હા પાડી છે.

પણ નિર્વિઘ્ને કામ પાર પડે તે પહેલાં અતિમહેનતને પરિણામે પૂંજો સખત માંદો પડી ગયો.

પૂંજાએ કાગળ લખેલ એટલે કડવી ને કાનો પણ રેલ્વેમાં આઘે કામ કરવા ગયેલાં, ત્યાંથી ચાકરી કરવા આવી પહોંચ્યાં.

પૂંજાનો મંદવાડ તો લંબાતો ગયો. એમાં પાછા વશરામની ડાહી વૈદ જેવી વહુએ ડામ આપ્યા હતા. બિચારો પથારીમાં પડયો હાંફતો હતો. ઘરની ઘરવખરી એક પછી એક પગ કરવા માંડી. કાંઇક ભૂવાને દેવું પડયું, કાંઇક ગોરના જોશમાં આપ્યું, બાકી દવાની પડીકીમાં ગયું. પૂંજો બધી રીતે ઘસાતો ચાલ્યો.

આષાઢ માસની એક મેઘલી રાતે પૂંજો વધુ માંદો હતો. કાનો વશરામને બોલાવવા ગયો હતો. એક ખૂણામાંથી દોઢ પૈસાનો ઘાસલેટનો દીવો પ્રકાશ આપી રહ્યો હતો: ચૂલા ઉપર ધાનનું માટલું પડયું હતું, એમાં મોં નાખીને બિલાડી ખાવાનું કરતી હતી. કડવી ગમગીન બનીને બાપની પાસે બેઠી હતી. ભનકી બહાર સૂતી હતી.

'કડવી! હવે તો મને થોડોક શેરો કરી દે તો શરીરમાં તાકાત આવી જાય.'

કડવીએ તરત ચૂલો સળગાવ્યો, પણ કોણ જાણે કેમ, દીવાસળી હાથમાં રાખીને જ થંભી ગઈ.

'બાપા !'

'કેમ દીકરી ? કડવી ! શું છે ?'

'આ આપણું પાણિયારૂં છે કાં ?'

પૂંજાને આ સવાલથી નવાઇ લાગી, પણ તેણે ડોકું ધૂણાવીને હા પાડી.

'એ તો હમણાં એવું છે, કડવી ! તારી મા જીવતાં એ પાણિયારાનું રૂપ જુદું હતું. ત્યાં તાંબા પિત્તળની હેલ રેતી. નીચે ચુના જેવી ગાર થાતી ને ઉપર ચિત્રામણ હતાં.'

કડવી છેક પૂંજા પાસે આવી.

'બાપા ! મારે એક વાત કરવી છે. મારી માએ તમને કહેવાની કહી હતી.

પૂંજો પથારીમાંથી અરધો બેઠા જેવો થઇ ગયો. તેની આંખ ભૂતકાળનાપડદા ચીરીને કડવીની મુખાકૃતિમાં સચવાયલું લક્ષ્મીનું મોં જોઇ રહી. તેના ચહેરા પર દીવાનો પ્રકાશ પડતો હતો અને મોં ઉપર અપાર્થિવ તેજ હતું.

'કોણે તારી માએ કહી છે ?–તું આજ હવે મને એ વાત કહેવા બેઠી ?'

'આ ચૂલો જોયો ?'

'હા.'

'અને આ પાણિયારૂં. બાપા,' એ બેની વચ્ચે મારી માએ રૂપિયા સાચવીને રાખ્યા છે !'

'હેં !'

'અને મને કહ્યું 'હતું કે તારા બાપા મજુરી કરીને

કામી ખાય, ત્યાં સુધી કાંઇ બતાવીશ નહિ. રૂપિયા જોઇને નવી બાયડીના છંદમાં પડશે અને તમને દુખ પડશે. પણ તારા બાપાં દુખી થાતા હોય, કોઇ આબરૂનો સવાલ આવ્યો હોય, કાળદુકાળ પડે, તમારી માંદગીમાં ખપ પડે, તો આ રૂપિયા બતાવજે.'

અંતરના ઉંડા મંથનમાં પડયો હોય તેમ પૂંજો કડવીની સામે જોઇ રહ્યો: 'કડવી! તેં બેટા, આજ સુધી આ વાત સાચવી રાખી. આવું તારૂં ડહાપણ, એ તો તારી મા સિવાય ક્યાંયથી મળે નહિ. શું એની ચતુરાઇ! જો ને, આજ ખરે ટાણે એણે મને બચાવી લીધો!'

પૂંજો વધારે બોલી શકયો નહિ, પણ તેનું અંતઃકરણ અનેક વિચારો કરી રહ્યું હતું.

એટલામાં બારણું ઉઘડયું ને વશરામને તેડીને કાનો આવ્યો.

પૂંજાને જરાક સારૂં છે, એ જોઇને બન્નેને હૈયે ધરપત વળી. કડવી પૂંજા માટે શેરો તૈયાર કરી રહી હતી; બીજે દિવસે સવારે પૂંજાએ કાનાને બોલાવ્યો. રાતમાં કડવીએ રૂપિયા દોઢસો ભોંમાંથી કાઢી લીધા હતા; પૂંજાએ પોતાની પથારી નીચેથી એક રૂપિયો ફેંકયો: 'લ્યો કાના, આ રૂપિયો. ઘી ગળ લઇ આવો ને શેરો કરીને આજ તો સૌ ખાઇએ. બજારમાંથી પાછા ફરો, ત્યારે શામડીને જમવાનું નોતરૂં દેતા આવજો!'

સજળનેત્રે કડવીએ બાપની સામે જોયું, એની માએ ભાખ્યું હતું એ જ પ્રમાણે ભવિષ્ય થયું. પૂંજો હવે બીજું ઘર કરશે. ભાઈ, દોઢસો રૂપિયા કયાંથી?

શામડી જમવા આવી. એનું યૌવન ને રૂપ ત્રા સૌને આંજે તેવાં જ હતાં.

સૌ જમવા બેઠાં.

એક તાંસળીમાં પૂંજો પણ શેરો ઉડાવી રહ્યો હતો. એને વિશ્વાસ બેઠો હતો કે હવે પોતે સાજો થઇ ગયો છે.

'શામડી! આજ તો મેં તમને એક વાત કહેવા બોલાવ્યાં છે!'

શરમની મારી બિચારી કડવી નીચે જોઇ ગઇ. કાનો બોલ્યો નહિ, પણ એનું મન દુભાયું. શી વાત છે એ સૌને ખબર હતી.

'તમારે માટે મેં બલોયાં લઈ રાખ્યાં હતાં, સાડલો લઈ રાખ્યો હતો, પછી તો હું માંદો પડયો.'

કડવીનો અંતરાત્મા કકળી ઉઠયો. માએ જે આગાહી કરી હતી તે જ પ્રમાણે થયું.

'અને કાલ તો અચાનક કડવીની મા સોણામાં આવ્યાં. એવું ને એવું તાજું શરીર છે, નમણી આંખે મારી તરફ જોઈ રહ્યાં છે'—કડવી, કાનો ને શામડી સૌ સાંભળી રહ્યાં.

'જાણે મારી સાથે હમણાં બોલશે, પણ કોણ જાણે કેમ કાંઇ બોલ્યા નહિ. પણ ઈશારત કરીને કહ્યું કે રૂપિયા દોઢસો મેં તારે માટે રાખ્યા છે, તે ભોંમાંથી ખોદી લે. ખાઇ પીને તાજો થા. મજુરી કરીને કામેતો થઇ જા અને છોકરાંને સાચવ!'

'હેં!'

'હા. સાચું કહું છું, મેં વેણ આપ્યું, પછી જ અલોપ થયાં.'

ફડવી મનમાં ને મનમાં હસી રહી.

'હવે મારાથી બીજી વાત નો થાય. બલોયાં ને સાડલો પાછાં લખમીનાં થઈ ચૂક્યાં ! લખમી તો સુખડના લાકડા જેવી હતી. એની કાયા હાલી. ત્યાં સુધી અમને સૌને પાળ્યાં અને કાયા ગઈ ત્યારે પણ મીઠી માયા ભૂલી નહિ !'

'કડવી બાપાની સામે જોઇ રહી. પૂંજો જાણે લક્ષ્મીને પ્રત્યક્ષ જોતો હોય તેમ બોલી રહ્યો હતો: હવે તો લખમી આવી ગઈ ઘર સંભાળવા, એટલે હવે મને નિરાંત થઈ. મને મનમાં તો હતું જ કે લખમી જેવો દેવતાઈ જીવ મને ભૂલે તો નહિ. !'

卐

માણેકચોકમાંથી પાછા ફર્યા પછી, સાબરમતીના પટમાં જલેબી ખાતાં ખાતાં પૂંજાએ પોતાની આખી સ્મરણકથા કાનાને સંભળાવી: 'માથે રાત જેવું ધાબું છે, કાના ! સાચું કહીશ હો, ભાઇ ! એ દિવસની ઘડી ને આજનો દી મેં શામડીને ફરીને નીરખી નથી કે કેવીક છે ને શું કહે છે.'

'અને મને સપનું બપનું કાંઈ ન મળે. પણ મનમાં ઉગી નીકળ્યું કે હે જીવ, જેણે જીંદગીભર મને કાંઇ વરતાવા દીધું નહિ, એનું આટલું સંભારણું ન રાખું તો તો પછી મનખા દેહ મળ્યો નો મળ્યો.'

'મેં તો નર્વીનકાર બલોયાં, સાડલો, સઘળું એમને એમ રાખી મૂક્યાં.'

'આજ હવે મને ખબર પડી કે તમારી સાસુ કહેતાં કે હું તો મુખીયાણી પાસેથી પૈસા લાવી, ચોરી લાવી, એ બધું ગપ, આપણે ઢેઢભાઈ તે પોત્રસેલી જાત. ઉંધાં ખરચ

ફરતાં પાછું વાળી જોવાના નહિ. એવો વરો કે એવું ટાણું આવે ત્યારે તમારી સાસુ પાંચ પૈસા ભેગા કરી રાખે. પૈ પૈસો કરીને સાચવી રાખે. અને આજ હવે ખબર પડે છે કે એ બધું ય સાચવી સાચવીને ખરે ટાણે જવાબ આપે એમ' રાખી મૂકે. તમારી સાસુની ચતુરાઇ તો થાવી નથી હો.'

'અને કડવીને મરતી વખતે પાસે બોલાવીને કહ્યું, 'દીકરી! આ વાત તારા પેટમાં રાખજે હો. તારો બાપ મારી પાછળ નાત કરે તો એની મજુરીમાંથી ભલે કરે. તારા વર પાસે વધુ પૈસા માગે તો તું ના પાડજે અને હું જે પૈસા દેખાડું છું એ તો ખરે ટાણે વાપરજે. અમથા અમથા બતાવીશ માં.'

'મને મનમાં થાતું જ'તું કે તમારી સાસુ મારી ઘરવખરી સચવાઈ રહે, એવું કાંઇકને કાંઇક કરતાં ગયાં હશે અને જૂઓને, એમ જ થયું! એવા કોક સતજગના જીવ નીકળી આવે છે!'

જલેબીવાળો ખાલી કાગળ ફગવીને પૂંજો બેઠો થયો ને આઘે આઘે ઉગતા ચંદ્રને જોઇ રહ્યો. સાસરો જમાઇ મૂંગે હૈયે ને ભારે પગે પોતાના વાસ તરફ પાછા ફર્યા. પણ લક્ષ્મીની જીવનસુગંધ જંગલના પવનમાંથી પણ આવી રહી હતી.

# અનાદિ અનંત

'**અ**ને આખું ગામ તો જોઈ જ રહે હો.'

'અરે, જોઈ શું? રંગ જ રહી જાય. પાનવાળા, પચીશ પચીશ રૂપિયા તો કમાઈ જાય.'

'બીડીવાળાને કાંઈ ઓછો વકરો ન થાય હો.'

'અને ચાની હોટલવાળા ?'

'ગામમાં માણસ પણ સમાય નહિ હો.'

'અને ગાદલાં ગોદડાં ?'

'ગામ તો જોયા જ કરે.'

'અને નદીના પટમાં રાતે પાથરણ પાથર્યાં હોય.'

'ઓહોહો ! ભારે મજા થઈ જાય હો.'

'અને જસરાજ મોદી તો મેડીના પાયા જ નાખે.'

'પેલાં તો ઘી જ ખૂટી પડે.'

'ઘી તો બે મહિના અગાઉથી ભેગું કરીએ ત્યારે સ્તો.'

'ખાંડ તો વીરચંદને ત્યાંથી નામે જ લાવવી પડે.'

'શું કરવા? પાઈએ પાઈ ચોખી કરી નાખવી.'

'પણ ઉનાળો હોય તો એક દખ આવે.'

'હા. લીલોતરી શાક ક્યાંય મળે નહિ, ત્રણ ગામના તરભેટામાં ક્યાંય મળે નહિ.'

'એ તો એની ગોઠવણુ પણ થઇ જાય.'

'શું કરવા ? કોન્ટ્રાક્ટ નો આપે ?'

'શાકનો ?'

'ત્યારે, પુંજાને કહેવાનું. બટેટાં વિના ધા નહિ.'

'તેલ તો ગીગલા ઘાંચીને પંદર દિવસ અગાઉથી કહેવું જોઈએ.'

'પણ રંગ રહી જાય હો !'

'રંગ શું ? ધજા બંધાઈ જાય.'

'અને વાઘલો તો જોઇ જ રહે.'

'પાની મામી પણ જાણતી જાય.'

'ભલા માણુસ બીજું શું ? પરદેશ વેઠયો લેખે લાગી જાય.'

'અને બ્રાહ્મણ સાગમટે નોતરવા. ભુદરજી મારાજ, ને તરભો, ને વેલો. બહુ મજા થાય હો.'

'ઉપર બે આના દક્ષિણા'

'સંપૂર્ણ સ્વરાજ્યતંત્ર' હેરકટીંગ સલુનમાં, કોઇ ઘરાક નહિ હોવાથી, જાદવજી વાણંદ અને તેનો સાથી રાઘવ વાણંદ જરાક વાતોની લહેરે ચડયા હતા. બન્ને એમ વિચાર કરતા હતા કે અમદાવાદી હેરકટીંગ સલુનમાંથી જે પૈસા મળે, તેની પાંચે પંદરે પણ, દેશમાં જઇને જો એક નાત કરી હોય તો વાહ વાહ થઇ જાય, પછી તો આજકાલમાં નાત થવાની હોય તેમ વસ્તુ સંગ્રહની વાતો પણ કરી કાઢી. સાધારણ રીતે જે વાત અશક્ય લાગતી હોય તેને માણુસ

વાતમાં ઘોળી ઘોળીને શક્ય બનાવે છે. એથી એને એ કરી નાખ્યાનો આનંદ આવે છે. છોકરું ઠેકી નથી શકતું ત્યારે વારંવાર 'હું ઠેકી જાઉં છું હો' 'હું ઠેકી જાઉં છું હો' એમ બોલ્યા કરે છે. જાદવજી વાણંદને, આખું ગામ તો જોઈ જ રહે, એ કલ્પના સરસ લાગી તો રાઘવને, બીડીવાળા ઉપર ઉપકાર થાય, એ વાત ગમી ગઇ, ને પછી તો બન્ને જણા છેવટ બ્રાહ્મણને દેવાની 'દક્ષિણા' સુધી આવી પહોંચ્યા. એટલામાં એક ઘરાક આવી ચડયું એટલે થોડીક વાર જાદવજી રોકાઇ ગયો, પણ 'કોલગેઇટ સોપ'માં બ્રશ ઘસતાં ઘસતાં એની કલ્પનાની આંખ તો પોતાના નાના સરખા ગામમાં પેલો ભુદરજી બ્રાહ્મણ જાદવજીભાઈનાં ઘરનાં નોતરાં ફેરવી રહ્યો હોય તેમ ત્યાં જ ચોંટી ગઇ. એ ગામ, નદી, ઝાડનાં ઝૂંડ, જાદવજીએ માંડેલો જગન, નાતમાં એની નામના, ગામમાં એની વાત, જે મામીએ કાઢી મુકયો હતો તે પાની મામી ઘેર આંટા ખાતી હોય, વાઘલો—એનો સાળો—વહુને મોકલતો ન હતો તે તો જોઇ જ રહે. બિચ્ચારો ! જાદવજી ! 'કોલગે-ઇટ'માં બ્રશ ઘસવાને બદલે ઉભો ઉભો અસ્ત્રામાં બ્રશ ઘસી રહ્યો હતો. ઘરાકે ઉંચી નજર કરી.

'કેમ ? કેટલી વાર ?'

'જી, તૈયાર,' કરીને જાદવજી સાવધાન થઇ ગયો પણ એ ઘરાકે બહાર પગ નહિ મૂકયો હોય ત્યાં તે રાઘવ તરફ ફર્યો.

'હજાર રૂપિયા ખરચ થાય હો!'

'હજાર !–હજારમાં તો હજાર ગામ જમે !'

'ત્યારે ?'

'છસો–સાતસો. સાડાસાતસો હદ થઈ ગઈ.'

બીજું ઘરાક આવ્યું.

બિચ્ચારો જાદવજી! વળી રૂમાલ ઝાપટીને તૈયાર થઇ ગયો, ને ચિરપરિચિત 'કોલગેઇટ' ઉપર બ્રશ ઘસવા માંડયો. પણ આજના એના સ્વપ્નાની ધૂને એને એક બે વખત ભૂલ કરાવી દીધી.

૨

રાજપરાને પાદર વૈશાખ શુદ પુનમે મોટો જગન મંડાઈ ગયો હતો. જાદવજીના ઘરનું ગામને ધુમાડાબંધ નોતરું હતું. પારાયણની પૂર્ણાહુતિ હતી. જાદવજીની નાતવાળા આડાં અવળાં છમકલાં કાઢીને કાંઇક વિઘ્ન આવે તો સારું એવી યુક્તિ ગોઠવી રહ્યા હતા.

'ધુમાડાબંધ જોને માડી! કે' છે નાં પુરુષના કરમ આડે પાંદડું તે આ.' જાદવજીની મામી પુનીમામી હરતાં ને ફરતાં વાત કરતાં હતાં. જાદવજી નાનો હતો, નબાપો હતો, ત્યારે પુનીમામીએ જ એ રેઢીયારને કાઢી મૂકયો હતો. આજે પુનીમામી, પોતાના ભાણેજનો વરો તે પોતાનો હોય તેમ મહાલી રહ્યાં હતાં.

જાદવજીની વહુ લાખુ જરાક કમાણસમાં ગણાતીઃ પછી તો સાધારણ રીતે શહેરોમાં જેમ 'સભા' વગેરેમાં વખત ગાળવામાં–નહિ કે કામ કરવામાં–માણસ એક જાતનું ગૌરવ માને છે, તેમ ગામડામાં બીજાની કથા કરવામાં ગૌરવ મનાય છે. બીજાના ઘરની રતિએ રતિ ખબર રાખવી, એ જ, એક રીતે ગામડાનું નવજીવન છે, એટલે જાદવજી પોતે સંભાળ રાખે તેના કરતાં પણ લાખુની સંભાળ બીજા જ

વધારે રાખતા. વાઘલાને અને રાઘવને બરાબર બજાર વચ્ચે એ સંબંધે જ જામી. 'તે એવી માથામાં રાઇ રાખતા હોઇએ તો પોતાની બેન દીકરીનું રખોપું રાખીએ' ત્યાંથી પ્રથમ અધ્યાય શરુ થયો, ને સારે નશીબે પૂંજો નીકળ્યો—અને પૂંજાને ભય હતો કે શાકના કોન્ટ્રાકટના પૈસા ખોટા થાશે—એટલે કજીયા ઉપર ટાઢું પાણી રેડયું, પણ એટલામાં જાદવજી નીકળ્યો. અને આજે એના મગજ પર સમ્રાટની મનોદશાનો ભાર હતો એટલે એણે તો વાઘલાને પડકાર્યો:

'કલાક ત્રણની અંદર મારું માણસ રજુ કરી દેજે નહિતર તારા માથા ઉપર એક વાળ રહેવો નથી.'

'એ ભાઈ...આ નો'ય અમદાવાદનું પાણી. આ તો રાજપરા. હજી તો સુંઠ વીરચંદ મોદીને ત્યાં પડી છે!'

વાકય તો ત્રણ જ હતાં, પણ તેમાં રહેલો નફ્ફટ વ્યંગ માણસને બાળી નાખે એટલો તીવ્ર હતો. જાદવજી હવે રહી શકયો નહિ. તેણે પગમાંથી ખાસડું કાઢીને જ ફેંકયું. માણસની નીતિ માટે સંસ્કાર ન કેળવાય, તો એકલી સિપાઇઓની ફોજ, કોર્ટ કે જેલ કોઇ પણ નીતિ શીખવી શકતાં જ નથી. જાદવજીએ ફેંકેલું ખાસડું વાઘલાને વાગ્યું. આ દ્વંદ્વ યુદ્ધ જોવા મળેલ નવરા જુવાનિયા હસી પડયા, એટલે તો વાઘલો ભાન ભૂલી ગયો. અસ્ત્રો કાઢીને જાદવજી સામે દોડયો. પણ જાદવજીએ તેનો હાથ પકડી, મરડીને અસ્ત્રો જ ખૂંચવી લીધો, ને રાઘવે તેનો બીજો હાથ પકડી રાખ્યો. આવી હોહા જોઇને પાણિયારીઓ પણ રસ પડવાથી માથે બેડાં સહિત ઉભી રહી ગઈ. જાદવજીએ હાથ મરડી રાખીને જ વાઘલાને પૂછ્યું:

''

'ત્રણ કલાકમાં મારું માણસ રજુ કરે છે કે નહિ?'

'એ ના. ના. ને ના. ત્રણ કલાક તો શું પણ ત્રણ વરસે ય ના.'

'કેમ?'

'બસ, વળી અમારી મરજી.'

'કેમ મારું માણસ નથી?'

'કોરટમાં જા. કોરટનાં બારણાં ઉઘાડાં છે.'

'કોરટમાં જાય ઇ બીજા. હાલ્યો આવજે. આ તારે ઘેરથી જ મારું માણસ કબજે કરું છું.'

'માણસ' વિષે કાંઇક એવો જ ખ્યાલ પ્રચલિત છે કે માણસ—મારું માણસ—એટલે હું સરમુખત્યાર. જાદવજી દોડતો વાઘલાને ઘેર જ પહોંચ્યો. વાઘલાની બેન લાખુડી, કોઇએ ખબર આપ્યા હશે એટલે બારણામાં જ ઉભી હતી, અને અધુરામાં પુરું નથુવાણંદ પણ ત્યાં ઉભો હતો. નથુવાણંદ વિષે—જેમ ગામડામાં બીજી અનેક પાયા વિનાની વાત ચાલે છે, તેમ વાત ચાલતી હતી કે લાખુડીની આંખની ઇશારતનો એને જેટલો અભ્યાસ હતો તેટલો કોઇને નહતો. જાદવજીને શ્વાસભર દોડતો આવતો જોઇ લાખુડી બારણું ઠસાવવા ગઇ પણ એટલામાં તો જાદવજીએ તે પકડી રાખ્યું ને લાખુડીને બારણામાં રોકી.

'મોઢા આગળ થઇ જા. પહેરેલે લુગડે આગળ થઇ જા.'

'મારે નથી આવવું.'

'કેમ?

'મારે નથી આવવું.'

'અરે ભાઈ, જાદવજીભાઇ, જરાક ધીરા પડો' નથુ બોલવા માંડયો. પણ જાદવજીએ તો લાખુડીને હાથ પકડી બહાર કાઢી. લાખુડીએ પોકરાણ માંડયું: 'મારે ઘેર નથી આવવું. જા, નહિ આવું.'

'નથી આવવું?'

'ના.'

'એમ? નથુડાનું ઘર માંડવું છે કાં, ત્યારે લેતી જા.' જાદવજીએ અસ્ત્રાથી લાખુડીનું નાક કાપી લીધું. લાખુડી કાળી ચીસ પાડીને ઢળી પડી. અસ્ત્રો નથુડા તરફ ફેંકી તે દોડયો ગયો. એટલામાં વાઘલો દોડતો આવતો હતો, પણ રાઘવે તેની પાછળ પડીને તેને પકડી રાખ્યો હતો. વાઘલે લાખુડીને પડતાં ને જાદવજીને દોડતાં જોયો, પણ રાઘવે તેને અરધી કલાક સુધી રોકી રાખ્યો. વાઘલો ઘેર પહોંચ્યો ત્યારે લાખુડી બિચારી ખાટલે પડી હતી. આવી રીતે તે દિવસે રંગમાં ભંગ થઈ ગયો. ફરિયાદ થઇ. પણ જાદવજીએ જામીન ઉપર છુટીને, નાતમાં, બમણા રોફથી એક વખત તો વાહ વાહ કહેવરાવી દીધી. કેટલાકે એને 'ભડનો દીકરો' એવો માનવંતો ઇલ્કાબ આપ્યો. 'એ તો એ જ લાગની હતી' એવું બૈરાંઓએ લાખુડી માટે કહ્યું ને નથુડો નાતમાં ન ફરકયો. એમ તે દિવસે તો 'ભડનાદીકરા'એ રંગ રાખી દીધો.

卐

'વીશ રૂપિયા ને બે વખત ચા. બીડી બીડી તો અમે ગણતા નથી.'

'ખાવાની રજા?'

'બારથી બે. બારને ટકોરે જાવું ને બેને ટકોરે આવવું. સાંજનો કાંઇ મેળ નહિ. જેવી ઘરાકી.'

• 'ભડનો દીકરો' જાદવજી અઢી વરસ જેલમાં જઇને અમદાવાદમાં આવી ગયો. હેરકટીંગ સલુનમાં પાછો નોકરી શોધવા માંડયો. રાઘવ કયાંય મળે તો બે ઘડી કોઠો ખાલી કરવા થાય, એમ ધારીને તે ઘણી વખત રાઘવની તપાસ કરતો, પણ રાઘવનો પત્તો લાગતો નહિ. એટલે પછી જાદવજી એકલો જ મુંગો મુંગો કામ કર્યા કરતો. રાઘવ હોય તો બે ય જણા નાટક સીનેમામાં જાય; સાથે ચાપાણી કરે. ઘણુંખરું નાટકની કળા વિષે રાઘવ જે મત આપતો તે જાદવજીને કબૂલ હતો. 'ટર્કીશ બાથ' નું ચિત્ર રાઘવે જ પસંદ કરી દીધું હતું. નાટકનાં જેટલાં ગાયન રાઘવને મોંએ હતાં, તેનો સોમો ભાગ પણ જાદવજીને ન આવડે. વળી નાટકનાં પાત્રો પહેલાં ક્યાં હતાં, પછી કયાં ગયાં, ને તે દરેકની રોજનિશી પણ, રાઘવને જીભને ટેરવે. જાદવજી તો રાઘવનો મત બોલી જાય એટલું જ. વળી જેટલા નોકરિયાત વાણંદો હતા તેમાં રાઘવનું માન હતું. એ કલમબાજ ને બારીસ્ટર ગણાતો. એટલે જાદવજીની મિત્રવિહોણી સૃષ્ટિ કઠણ ને કલ્પનાના રસ વિનાની નક્કર હકીકત જેવી સુક્કી બની ગઈ. જાદવજીને સજા થઈ પણ રાઘવ અપીલમાં છૂટી ગયો હતો. ત્યારપછી થોડો વખત તો તે અમદાવાદમાં જ હતો. પછી સમાચાર હતા કે મુંબઇ ગયો છે. પણ જાદવજીને એનો ખરો પત્તો છેવટ સુધી ન મળી શકયો.

એક દિવસ જાદવજી, હમેશના નિયમ પ્રમાણે, હજામત કરી રહ્યો હતો.

ચિરપરિચિત 'કોલગેઇટકપ સોપ' માં ફીણ વાળતો હતો. ને બ્રશ ઘસતો હતો. ખડક પર આવી પડેલી કોઈ પરી, આકાશમાં ઘનઘોર વાદળાંની વચ્ચે આશાના છેલ્લા તંતુ જેવા એક જ તારા ઉપર મીંટ માંડે છે એવી કાંઈક, એક ચિત્રમાં દર્શાવી છે તેવી, આશાની નજર જાદવજીના અંતરમાં ઉગતી હતી. વખતે રાઘવ ગામડામાં જ હશે એમ જાદવજીના મનમાં વિચાર આવી ગયો.

'કાં રામ ! રામ !'

'રામ ! રામ ! —આવો.'

રાઘવ ન હતો. પણ દરવરસે વાણંદની નાતમાં ટેલ નાખવા આવનાર બાવાજી હતા.

'પાણી ચોખ્ખું છે કે ?' બાવાજીએ માટલીમાંથી પ્યાલો ભરી મોંએ માંડયો.

માથું હલાવી જાદવજી ગુપચુપ બ્રશ ઘસવા માંડયો. સામે બેઠેલા ઘરાકનું મન રૂબજારની ઉથલપાથલમાં હતું. એટલે જાદવજી કેવા જબરા પ્રયત્નથી, મોંમાં આવતા શબ્દોને પાછો મનમાં વાળી રહ્યો છે તે તેણે જોયું નહિ.

પણ એટલામાં બાવાજી નિરાંતે એક બાંકડા ઉપર ગોઠવાયા. સોપારી કાઢી ને ધીમેધીમે કાતરવા માંડયા.

'બાકી ભાઇ, જાદવજી, એક વખત તો રાજપરામાં રંગ રહી ગયો હો !'

અત્યુત્તરમાં જાદવજીએ માત્ર ડોકું ધૂણાવ્યું.

'હજી ગામ સંભારે છે!'

'ને તરભો તો મળે ત્યારે પૂછયા વિના નો'રે' હો કે, જાદવજીભાઈ ક્યારે આવશે!'

• 'જાદવજીભાઇ! હેં! સમય સમય છે ને?'

જાદવજી બોલ્યા વિના હજામત કરવા માંડ્યો. પણ બાવાજીને પાવલી લીધા પહેલાં વાત મૂકવી પોસાય તેમ ન હતી. એમણે તો આગળ ચલાવ્યું:

'ભાઈ! પણ તે દિ' વાઘલાને કુમતિ સુઝી. મારે બેટે, ઘરાર લાખુડીને ન મોકલી. ને થાવા કાળ છે. બાકી, ગામ આખે 'ફટ્ટ' કહ્યું હો! એલા, જાદવજીભાઈ, રાજપરાનું નાક કહેવાય, અત્યારે અમદાવાદના માણેકચોકમાં એને નામે પાંચ પૈસા મળે, એની સામે તું પડયો? પણ નકટાને શું? એ ભુંડે હાલ રખડે!'

જાદવજી 'કોલગેઇટસોપ'માં બ્રશ ઘસવા માંડયો.

'એના કરતાં ભાઈ! મને તો રાઘવનું બહુ લાગ્યું હો. તમારા સમ. એણે આવું નો'તું કરવું. આ, ઘરમાં ઘા દીધો કહેવાય.'

જાદવજી બોલ્યા વિના વધારે જોરથી બ્રશ ઘસવા માંડયો. પણ તેના અંતરમાં ચાલી રહેલી અધીરાઇ આંગળીના ટેરવા ઉપર ચોખ્ખી દેખાતી હતી.

'તમે સાંભળ્યું નાં ભાઈ? નકટીમાં એને શું મોહ લાગ્યો, હું તો એ જ સમજતો નથી?'

અતળ ઊંડાણમાંથી આવતો હોય તેમ જાદવજીનો અવાજ આવ્યો: 'શું?'

"'લાખુડીને લઈને ભાગી ગયા. કોઈ કહે છે આંહી છે.' જાદવજી વધારે જોરથી બ્રશ ઘસવા માંડયો.

'કોઈ કહે છે મુંબઈ ગયા છે, હું કહું છું તમારે પગની પનોતી ગઇ.'

બોલ્યા વિના જાદવજી તો બ્રશ ઘસ્યે જ ગયો. હજી વધારે . . . હજી વધારે . . .

'મારે બેટે રાઘવે પણ કરી !'

હવે વાત અસહ્ય બની. જાદવજીએ પેટીમાંથી પાવલી કાઢી બાવાજીના હાથમાં આપી. કાંઇ ન હોય તેમ તે કામે વળગ્યો. પણ એના મનની નજર પેલા ચિત્રમાં આવેલા એકના એક તારા ઉપર ચોંટી હતી !

'ઠીક લ્યો બાપલા, ઉઠું' બાવાજી ઉઠયા. 'મારે બેટે રાઘવે પણ કરી છે. ઘરમાં જ ઘા માર્યો.' બાવાજીના સહાનુભૂતિના સંદેશામાં ટોચ સુધી ઝેર ભર્યું હતું, પણ જાદવજી એ તરફ નજર કર્યા વિના સાબુમાં બ્રશ ઘસ્યે જ ગયો. ! જોરથી. હજી વધારે જોરથી. અત્યારે મનનું દુઃખ ભૂલવાનું એ એક જ તાત્કાલિક સાધન હતું.

卐

તે દિવસે સાંજે વિશ્વાસઘાતના ઝેરની પ્યાલી, દારુની મીઠી લહજતમાં ભૂલાઈ ગઈ. જાદવજીની દુનિયામાં, ગાદલાં ગોદડાં, ચા, શાકનો કોન્ટ્રાકટ, ગીગલા ઘાંચીનું તેલ, વીરચંદનું ઘી, જસરાજનું મોદીખાનું . . . . એવી એવી . . . અનેક કલ્પનાની મૂર્તિઓ ખડી થઇ ગઈ.

પણ બીજે દિવસે હેરકટીંગ સલુનમાં ઉભેલો જુવાન જાદવજી, કારીગરી અને એની ખુમારી બન્ને ગુમાવી બેઠો હતો. અસ્ત્રો ચલાવનાર હાથ શરીરના બીજા અવયવથી જુદો હોય, અને વીજળીનું બટન દાબવાથી ચાલતો હોય, તેમ ચાલી રહ્યો હતો. બેઠેલો ઘરાક, સદ્‌ભાગ્યે, ચોથીવારની પત્ની સાથે, માનસિક વાર્તાલાપમાં તલ્લીન હોવાથી, કારીગર જાદવજી મરી ગયો છે, એ કળી શકે તેમ ન હતું. જાદવજીનો અસ્ત્રો અવાજ દઇને ચાલી રહ્યો હતો: ક ર ડ . . .

ક ર ડ ક ર ડ . . .

# પ્રતાપ મહેલ

## ( ૧ )

**પ્રતાપરાય** મજૂમદાર પોતાના દીવાનખંડમાં બેઠા બેઠા સીગારેટના ધુમાડા પર ધુમાડા કાઢતા હતા. ને દરેક ધૂમ્રપાનના વાદળાંને પોતાના ખંડમાં વેરાઈ જતું જોઇ રહ્યા હતા. તેને અચાનક વિચાર આવ્યો ને તેણે બેઠા થઈ કબાટમાંથી નકશો કાઢી ટેબલ પર પાથર્યો.

મજૂમદારની આંગળી નકશા પર ફરી રહી છે; ને બારીકીથી અવલોકન કરતા હોય તેમ ખીસામાંથી ચશ્માં ચઢાવી, સીગારેટને હાથમાં ને હાથમાં થંભાવી રહ્યા છે.

દાદર પર કોઈ પગથિયાં ચડતું લાગ્યું: મજૂમદારે ઉંચું જોયું, એનો નોકર શામળ હતો.

'સાહેબ !—ડોસા—રામ—'

'હા આવવા દે !' મજૂમદાર તરત નીચું જોઈ ગયા.

કોણ આવે છે એ મજૂમદારને ખબર હતી એટલે નોકર પૂરું બોલે તે પહેલાં જવાબ વાળી દીધો.

ફરી દાદર પર ખખડાટ થયો: ને થોડી વારમાં મજૂમદારની અખૂટ સમૃદ્ધિ વચ્ચે એક કંગાળ ને ભિખારી વૃદ્ધ આવીને ઉભો. એની વૃદ્ધાવસ્થાની દરેક કરચલીમાં ગરીબીનો ઇતિહાસ હતો: અને એની ગરીબીના દરેક ચિન્હમાં મજૂમદારના વૈભવનું રહસ્ય હતું; એ ત્યાં ઉભો: દીન, મ્લાન ને નિરાશભર્યા વદનમાં નિસ્તેજ આંખ હતી: એની વાંકીચૂકી ડાંગ ને ચીંથરિયા કોટમાં ભૂરા રંગની ધૂળ સહાનુભૂતિ દેવા ચોંટી રહી હતી: કે પછી થોડા વખતમાં મિત્ર બનનારનું એકાદ કઢંગું અવયવ છૂપાવવા ભૂરો રંગ પાથરી રહી હતી.

'કોણ ?—કેમ ?—' મજૂમદારે ઉંચું જોયું.

નાક પરથી ઉતારેલાં ચશ્માં હાથમાં જ રાખવાથી રોફ વધે છે, એ ફેશન પ્રમાણે મજૂમદાર વાત કરવા લાગ્યા.

'જી ! હું આપનો ખેડૂ—મારું નામ રામ !'

'હાં, હાં, રામપટેલ !—' મજૂમદારની ભાષા મીઠી ને ચોખ્ખી હતી: કારણ કે વીસમી સદીમાં મનુષ્ય પોતે કાતિલ ઝેર છે એટલે એની ભાષા તેલની ધાર જેવી નિર્મળ છે.

'મારું એમ કહેવાનું છે રામ પટેલ–કે–જૂઓ અમારા એન્જીનીઅર–મીસ્ત્રી જે નકશો કરે છે તે પ્રમાણે તમારૂં મકાન અમારા ઉપયોગમાં આવે છે: પણ તમને બદલો મળશે એટલે તમારે ગભરાવાનું કારણ નથી.'

'જી !—પણ જરાક વળાંક રાખો તો ?'

'હેં !—હા જૂઓ તમારૂં મકાન કેટલી કિમ્મતનું—બહુ તો પાંચસે, કેમ ?'

'જી હા!'

'હવે જૂઓ એટલા માટે આખા પ્રતાપમહેલનો પ્લેન ફેરવવો ઠીક નહિ. સમજ્યા કે?—હં—ઠી—ક, બીજું કાંઇ?'

મજૂમદારે યંત્રવત ખીસામાંથી ઘડિયાળ કાઢી; હમેશના નિયમ પ્રમાણે કોઇને વિદાય કરવાની એ સૂચના હતી ને તેથી સ્વભાવ હોય તેમ મજૂમદારથી તે ક્રિયા થઇ ગઇ, પણ રામપટેલ—બીચારો કાંઇ આ નિશાની સમજ્યો નહિ.

'પણ જૂઓ સાબ, ઇંજનર સાબ જરાક ફેરવે–તો'

'એ કામ મારું નથી.' મજૂમદારના અવાજમાં સ્પષ્ટ તોછડાઇ હતી.

'હું આજે પીસ્તાળીશ વર્ષ થયાં ત્યાં રહું છું!'

'હં'

'નાનાં નાનાં ઝાડવાં સાબ! બચ્ચાં જેવાં પ્યારાં લાગે છે: અને મેં પથરા ગોઠવ્યા છે! થાક્યા મુસાફરને આરામ આપવા એક ઝુંપડી બનાવી છે!'

'બીજે એથી સારી બનાવી શકાય: પથરા તો બધે જ મળે છે: અને બધા જ પથરા સરખા હોય છે: ઝાડવાં—હા, ઠીક ઝાડવાં પણ તમે ઉગાડજો! તમારો વખત જશે!'

'બાપુ! હું ગરીબ માણુસ—એ ઘર છોડતાં દરેકે દરેક નસ ખેંચાય છે!'

'કામદારને મળજો.' અને મજૂમદારે તરત ટોકરી વગાડી.

આભો બનેલો પટેલ કાંઇ બોલે તે પહેલાં શામળ આવ્યો.

'શામળ ! ગાડી તૈયાર છે ?'

'જી હા !'

અને પટેલને ત્યાં જ મૂકીને મજૂમદાર ચાલ્યાં ગયા : મનુષ્ય જીવતા યંત્ર જેવા બન્યો છે માટે એનામાં માણસની મનોદશા માપવાનું હૃદય સૂકાઇ ગયું છે.

૨

રામ ગરીબ હતો : માટે એની પુત્રી જેને સૌ મુક્તા કહેત તેને સૌ મોતી કહે છે : પાણીદાર મોતી જોયું છે ? એના તેજમાં રંગ જૂદો તરી આવે છે : જાણે એમાં, તેજ ને રંગ ગર્ભમાંથી ફુટી ફુટીને આખા મોતી પર પથરાઇ રહે છે : તેજ આખા શરીર પર પથરાઈ જાય ત્યારે જીવન-પ્રવાહ બની જાય છે. મોતીમાં જીવનપ્રવાહ વહી રહ્યો છે. ને શિયાળાની કડક ઠંડીમાં રામ પટેલ ઝુંપડીની ને પુત્રીની હુંફમાં બેઠા ચલમ પીએ છે :

'બાપા ! મજૂમદાર સાબને મળ્યા ?'

રામપટેલને ભૂલાયલી વાત સાંભરી : એ વાત તલવારના ઘા જેવી સોંસરવી નીકળી ગઇ :

'હા બેટા, પણ . . . .'

'પણ શું ?'

રામ પટેલે મોતી પાસે વાતને નાનું સ્વરૂપ આપ્યું : 'એમ કે પ્રતાપરાય ભાઇ આપણા મોરબી છે : ધણી છે : તે હવે અટાણે એને જમીનનો ખપ પડયો તો આપણો ધરમ છે. ઇમાં શું ?'

રામના શબ્દોમાં રહેલ ભાવ તો મોતી સમજી ગઇ, પણ એ શબ્દો ખોટા છે એની પણ એને ખાત્રી હતી.

રામના જીવન પર પ્રહાર થાય છે એ વાત એનાથી કેમ અજાણી રહે ?

૩

કેટલાક માણસોના સ્વભાવ જ એવા હોય છે કે કામ ઉપાડયા પછી તરત પુરૂં કરવું : મજૂમદારનો સ્વભાવ આવો હતો.

સવારનો સૂર્ય આછા તાપથી, મધુર સ્નેહની પેઠે, માણસને હુંફ આપતો હતો : કમનશીબ મનુષ્યના ભાગ્યની જેમ, માણસો, ચારે તરફથી લુગડું ઓઢી, શાંત બેઠા હતા. રામપટેલના ખેતરમાં એક બે મજૂર ઉભા હતા : એક તરફ તરતનાં ઉઠેલાં કૂતરાં ફરી બીજા ખાડામાં ટૂંટીઆ વાળી પડયાં હતાં : રામપટેલ પોતાના એક પ્યારા ઝાડ નીચે કોદાળી લઈ ઉભો હતો. ને મોતી ફળી વાળતી—કયારેક ચિંતા સાથે એના સામે જોઈ રહેતી હતી.

આજે વૃદ્ધ માણસની દરેકે દરેક નસ ખેંચાઇ રહી છે : જ્યાંના પથ્થર સાથે અરધી સદીની જૂની દોસ્તી જામી છે અને જ્યાં દરેકે દરેક પરિચિત વસ્તુમાં પોતાનો જીવનપ્રવાહ જોઇ રહ્યો છે ત્યાં આજે છેલ્લો દિવસ છે !

વૃદ્ધ પુરૂષ, જે ઝાડ નીચે બાળપણામાં રમ્યો હતો તે જ ઝાડ નીચે, પોતાની કોદાળીને ટેકો દઇ અરધો ફીલસુફ ને અરધો કવિ બની ઉભો છે !

રસ્તા પર મજૂમદાર પોતાના એન્જીનીઅર સાથે ભવિષ્યનો 'પ્રતાપમહેલ' ઘડતા ચાલ્યા આવે છે !—એનું લક્ષ એક પણ ઝાડ ઉપર નથી : ખુશનુમા ખેતર પર નથી. એ પોતાની વાતમાં મશગુલ છે.

'કેમ રામ ? શું વિચાર કરે છે ?—' મજૂમદારને રામની મનોદશા ખૂંચતી હતી : પણ પોતાના વિલાસનો ત્યાગ કરવાનું ક્ષાત્રતેજ એનામાં ન હતું.

'જી ! બાપુ ! આવો, આવો પધારો !'

'તને બદલો ચોક્કસ જ મળશે હો !'

જીવનને ખરીદવાની વાત ! : જાણે આત્માના રૂપિયા આના પાઈ થતાં હોય ! વૃદ્ધ ફીકકું હસ્યો.

પણ મજૂમદાર પોતાની ધૂનમાંજ આગળ વધી ગયા :

'આ બાજુ મી. ડૂબે !—'

એન્જીનીઅર મી. ડૂબે મજૂમદાર સાથે આગળ વધ્યો.

'પ્લેન સારો છે : પણ એના કરતાં વધારે સારો ન થઈ શકે, મી. ડૂબે ?'

'યે સ—' ડૂબેએ પેન્સીલ પોતાના હોઠ પર મૂકી.

'યે સ—' તે ફરી બોલ્યો. 'એક પ્લેન છે.'

અને એ વિષેનો વિસ્તૃત હેવાલ સમજાવવા મજૂમદાર ને ડૂબે આગળ વધ્યા.

'સાબ !—'

મજૂમદારે ભડકીને પાછળ જોયું. રામ પટેલનો અવાજ હતો.

'કેમ ? હવે શું છે ?'

'જી ! બાપુ—એક વાત છે. અમે ગરીબ માણસ, સમજ્યા ના ? પણ એક વાત છે.'

'શું વાત છે ? કહેવાનું—મુદ્દા પર આવો ને ?'

'જી આ સામેનું પેલું મંદિર !' રામ પટેલે આંગળી-થી મંદિર દેખાડયું.

મજૂમદારે ગભરાટમાં રામ પટેલે બતાવ્યું ત્યાં જોયું : જૂના પથ્થર પર નવાં થીગડાં લગાડી એક કઢંગી મૂર્તિને ત્રણ બાજુથી સાચવીને નાનું મંદિર એકાંતમાં ઉભું હતું. એની પાસે બે ચાર ઝાડનો સુંદર ઘટ્ટ છાંયો પથરાયો હતો.

એ જગ્યાનું સાદું સૌન્દર્ય એકદમ આકર્ષક હતું : મજૂમદાર તે તરફ જોઇને પટેલ તરફ ફર્યા :

'હા, એનું શું છે?'

'ત્યાં મારી માની રાખ છે!'

'હા—તે?'

'ત્યાં મારો બાપ સુતો છે! એટલો કટકો સાચવશો?'

'હાં, હાં, એ જોવાશે: વેલ, મી. ડૂબે! that is nonsense! હાં શું કહ્યું? બીજો પ્લેન વધારે સારો છે કેમ?'

અને વૃદ્ધ પટેલ ભારે હૈયે પાછો ફર્યો: તે મનમાં બોલ્યો: 'એને શાપ આપીને ઇશ્વર પરની શ્રદ્ધા કેમ ગુમાવું?'

૪

આ ઘટનાને વર્ષો વીત્યાં છે.

ભવ્ય પ્રતાપમહેલ એટલા જ ગર્વથી અડગ ઉભો છે: પ્રતાપમહેલના મજૂમદારે રામપટેલનું નાનું શું મંદિર રહેવા દીધું છે: પણ મંદિરનું જીવન હરાઇ ગયું છે. ત્યાંનો નાનો સુંદર ચોક: સાદું ફળિયું ને સ્વચ્છ ઓટલો એ હવે કાંઇ નથી. પેલાં પ્યારાં ઝાડવાં પણ નથી. ને રામ-

પટેલના બાળપણના જૂના મિત્રોમાં એકલું કઢંગુ મંદિર ચોપાસ વાળાની વાડથી વિંટાઇને ઉભું છે.

દસ વર્ષ થયાં એ એમ જ ઉભું છે: ને દસ વર્ષ થયાં બરાબર સાંજે નિયમિત રીતે ૭ વાગ્યે, ઝાંખો ભૂરો કોટ ને પેલી જૂની ડાંગ દેખાય છે: બધા મિત્રો ચાલ્યા ગયા. રમતમાં રમતા તે જૂના દોસ્તો છૂટા પડી ગયા: હવે રામપટેલ રહ્યા સહ્યા આ પ્યારા પથરાને મળવા આવે છે. બસ આવે છે, ઘડીભર એકલો બેસે છે ને ભારે હૈયે પાછો જાય છે. માણસ પથ્થરને પૂજે છે, ત્યારે વધારે ભવ્ય બને છે: કારણ કે પથ્થર લાલચ આપતો નથી; ઐચ્છિક પૂજામાં શ્રદ્ધાભર્યું હૃદય ને સચ્ચાઇનાં આંસુ હોય છે.

૫

'રંગુજી! તોફાન કે? આજે દાદાને એકલા મૂક્યા કે?...'

શહેરમાં જ્યાં કાદવ પર મચ્છરનો થર જામ્યો છે ત્યાં ઉભી રહી મોતી પોતાના છોકરાને ઠપકો આપે છે: ખેતર ને ઘર ગયા પછી તે પોતાના બાપ સાથે શહેરમાં રહે છે: ને રંગુજીનો બાપ મરતાં પોતે વિધવા બની હરહમેશ વૃદ્ધ પિતાની પાસે રહે છે.

થોડીવારમાં છેટેથી પેલાં ધીમાં પગલાં, જૂની ડાંગ, ને વૃદ્ધ શરીર દેખાયાં. રામ પટેલ ધીમે ધીમે ચાલ્યા આવે છે. રંગુજી દોડતો ને નાચતો સામે દોડ્યો; 'દાદા! દાદા! શું લાવ્યા? લાવો, આપો.'

વૃદ્ધ રામ પટેલ હમેશાં મંદિર પાસેની ઓરડીમાંથી ક્યારેક બે ચાર પાકાં બોર કે જૂની ગુંદીમાંથી એક બે પાકાં ગુંદાં લાવે છે, ક્યારેક ચીભડાં લાવે છે: ઋતુ પ્રમાણેના તાજાં ફળની એટલી રસભરી સ્મૃતિ હમેશાં રંગુજીને દાદા સામે દોડાવે છે.

રામ પટેલે રંગુજી પર હાથ ફેરવ્યો ને ચાર પાંચ ચીભડાં કાઢ્યાં.

શહેરના વૈભવની સામે કંગાલ અધમતાની મૂર્તિઓ હોય તેવાં બે તદ્દન નગ્ન અને એક અર્ધ નગ્ન એમ ત્રણ છોકરાં રંગુજીને દોડતો દેખી સાથે દોડતાં હતાં: એક બે છોકરાં રસ્તાની ધૂળમાં ભરનિદ્રામાં પડયાં હતાં: ને કાદવમાંથી દોડી દોડી કેટલાંક છોકરાં ડોળાં પાણીમાં નાહીને હસતાં હતાં. રામપટેલ રંગુજીને તેડી પોતાને ઘેર આવ્યો: માણસ પશુ હોય તેમ પાસે પાસે ખડકાઇને અસંખ્ય મજૂરો પડયા હતા. રામ એક ખાટલા પર બેઠો ને પાસે મોતી વાતો કરવા બેઠી:

'કાં દાદા! જઇ આવ્યા? વેલામાં ફુલ બેઠાં છે?'

'હા!'

'અને આપણી ભગરી ભેંશ બાંધતા એ ખાડો તો છલકાઇ ગયો હશે!'

'હા. રંગુજી, તું આજે આવ્યો નહિ?'

'કેમ દાદા! કાંઈ જોવાનું હતું? આજે વાંદરાં આવ્યાં હતાં?'

'હા. હવે કાલે આવજે હો! શું ખડ જામ્યાં છે! જ્યાં જૂઓ ત્યાં લીલું છમ!'

'અરે! આજ ભગરી હોત!'

મોતીની આંખમાં આંસુ આવ્યાં: રામે તે જોયાં:

'મોતી! ગાંડી થઇ છે કે શું? લેણદેણ છૂટયે પછી વળી સંબંધ કેવો! ઠીક ચાલો! રંગુજી! તું કાલે આવજે હો!'

વૃદ્ધ ડોસાની આંગળી પકડી રંગુજી કૂદવા માંડયો ને ડોસો ઉઠયો એટલે તેની સાથે ઘરમાં ગયો.

દિવસો ચાલ્યા જાય છે: ને રામપટેલ હમેશાં ત્યાં જાય છે. કયારેક વાતૂડિયો રંગુજી સાથે આવે છે! ને પછી આખે રસ્તે મોટો ડોસો ને નાનો છોકરો કૈક વાતો કરતા જાય છે!

૬

'આનું નામ રામ ડોસો?'

'જી હા!'

'પહેલાં એ ખેડુત હતો કાં?'

'હા જી!'

'ભૈયા!'

'જી!'

'આ માણસ ગાંડો છે? તે આખો દિવસ અહીંજ રહે છે? શું કરે છે?'

ભૈયો જરાક ઉતાવળે ચાલીને રતિલાલ સાથે થઇ ગયો. મજૂમદારનો ૯—૧૦ વર્ષનો છોકરો રતિલાલ આજે ફરવા નીકળ્યો હતો ને તેણે રામપટેલને મંદિરમાં બેઠેલો જોઈ ભૈયાને હકીકત પૂછી

'જી! એવું છે સાહેબ!' ભૈયો રતિલાલની સાથે થઈ ગયો હતો તેણે વાત શરુ કરી. 'કે આ રામપટેલ પહેલાં ખેડૂત હતો. હમણાં સુધી—હા હમણાં સુધી, હજી તો છ વરસ નહિ થયાં હોય, હા માંડ ચાર વરસ, બહુ બહુ તો પાંચ વરસ થયાં હશે, ત્યાં સુધી પાસે શહેરમાં એની છોકરી મોતી રહેતી હતી: એક નાનો છોકરો હતો; છોકરાને હમણાં જ અમે જોતા. તે હમેશાં આવતો; છોકરો બિચારો મરી ગયો!'

'હેં!'

'જી હા. એનું નામ રંગુજી. મરી ગયો ને એની મા ગાંડી થઈ ગઇ!'

'ગાંડી? ભૈયા! આ સાચું કહે છે? આપણે હવે ઘેર જાશું? આ માણસ આંહી શું કરે છે?'

'જી હા. ગાંડી થઈ ગઈ. હજી કયારેક આંહી રામ પાસે રખડતી આવે છે. આ રામપટેલ સવારે ગોદડી શીવે છે!'

'ગોદડી? કેવું કામ?'

'જી હા. સવારે ગોદડી શીવે છે: બપોરે ઉખેડી નાંખે છે: ને સાંજે ત્રાજવાં લઈ ધૂળ જોખ્યા કરે છે!'

'હેં! એમ શા માટે?'

'કોણ જાણે ગાંડો લાગે છે. ચાલો આપણે એને બોલાવશું?'

'ગાંડો છે ને? મારવા દોડશે તો?'

'જી ના. એમ તો ડાહ્યો છે.'

ભૈયો ને રતિલાલ રામપટેલની પાસે આવ્યા: રામપટેલ એક ત્રાજવામાં ધૂળ ભરી ભરીને જોખતો હતો. રત્નની કર્ણિકા હોય તેમ જતનથી બરાબર જોખતો હતો. રતિલાલને જોઇને તે હસ્યો:

'રામપટેલ! શું જોખો છો?—આ શું છે? આ ગોદડી તમે શીવી?'

'જોખું છું: મારી શ્રદ્ધા ને ઇશ્વરનો ન્યાય! દુનિયામાં બે વાત છે! કરવું ને ઉખેડવું: સ્થાપનાર પણ એ, ઉથાપનાર પણ એ.'

'ચાલો! ગાંડો છે!'

રતિલાલ ને ભૈયો ચાલ્યા ગયા: પણ રામપટેલ બબડયો: 'એને શાપ આપીને ઇશ્વરી શ્રદ્ધા કેમ ઓછી કરૂં?'

એ જ વખતે એક જબરજસ્ત બૂમ સાંભળીને રતિલાલ ચોંકી ઉઠયો:

'રંગુજી!' માણસ બધા બળથી કરે તેવો અવાજ આવતો હતો.

'હા! જૂઓ ભાઇ! આ ગાંડી!–' ભૈયાએ મંદિરના પગથિયા પર ઉભી રાડ પાડતી મોતીને બતાવી:

'ગાંડી છે કાં?'

'હા ગાંડી!'

રામપટેલે ઉઠી મોતીને સ્નેહથી બોલાવી: 'બેટા મોતી!' પણ મોતી ખડખડાટ હસતી દોડી ગઇ: ને એક બીજી બૂમ પાડી: 'રંગુજી! બેટા! દાદાજી બોલાવે!'

વૃદ્ધ રામપટેલનો નિર્મળ ચહેરો અકથ્ય દુઃખથી પોતાના છેલ્લા અવશેષ તરફ જોઇ રહ્યો! ( Love watching madness ! )

( ૭ )

રાત્રિ નિઃશબ્દ છે અને આછા વાદળમાંથી ચંદ્રનો આછો ઉજાસ ઝાડપાન ને જમીન પર એક જાતનું ભૂરૂં ઢાંકણુ નાખી વાતાવરણને જાદુભર્યું બનાવે છે: ઝાડનો ઝાંખો પડછાયો: આછું તેજ ને વચ્ચે વચ્ચે તેજનાં ધાબાં: જગત પર એક જાતનું શેહ પમાડે તેવું દશ્ય ફેલાઇ રહ્યું છે. રામપટેલ પોતાની ફાટેલી અનેક થીગડાંવાળી મેલી ગોદડી ખભે નાખી, મંદિરના પગથિયાં પર ઉભો છે: જૂની ડાંગ પર નમેલી ડોકમાં આજે કાંઇક ઉત્સુકતા દેખાય છે: ને વૃદ્ધના થાકેલા પગ ઉપડું ઉપડું થઇ પાછા પડે છે: તેણે રસ્તા પર નજર ટકાવી છે!

અચાનક થોડાંક પાંદડાં ખખડયાં: ને રાત્રિની નિઃશબ્દતાથી વધારે ભયંકર લાગતો કર્કશ અવાજ આવ્યો:

'રંગુજી! બેટા! દાદજી બોલાવે!'

મોતીનો સાદ રામપટેલે તરત ઓળખ્યો: ને પોતે તરત મંદિરને પગથિયેથી નીચે ઉતર્યો: સડેડાટ કરતી પાસેથી એ મોટર ચાલી ગઈ, ને ડોસો એક ડગલું આગળ વધે તે પહેલાં મજૂમદારનો, તીખો, તીણો ને તીવ્ર અવાજ આવ્યો:

'ભૈયા! કોણ છે? રામશરણ! ઉસ પગલીકો હટાદો! જલ્દી કરો!'

'જલ્દી કરો !—' બીજો અવાજ આવ્યો: તે ડૉક્ટરનો લાગ્યો: 'દર્દીકો બડી તકલીફ હોતી હય !'

'જી હા' કહીને ભૈયો ચાલ્યો. વૃદ્ધ રામપટેલ મોતી પાસે પહોંચી ગયા હતા. મોતી આજે જરાક ડાહી દેખાણી. 'મોતી! બેટા! રંગુજી સૂતો છે તેને જગાડે છે કે? જા સુઇ જા. રંગુજી સૂતો છે!'

મોતી ખડખડાટ હસી: એના હાસ્યના પડઘા પ્રતાપ-મહેલમાંથી પાછા ફર્યા: 'દાદાજી! રંગુજી આજે આવ્યો હતો કે!'

વૃદ્ધ ડોસાએ ગાંડાનો વેષ ભજવ્યો: 'હાં હાં મારી પાસેથી બોર લીધાં ને!'

મોતી ફરી હસી: 'હા હા હા! કેવો લુચ્ચો દાદાજી! . . .'

'હા. ચાલ બેટા, સુઇ જા!'

ભૈયો આવી પહોંચ્યો હતો: તેણે લાકડી ઉગામી: 'માલૂમ નહિ હય? શેઠ સાહબકા લડકા બીમાર હય! ચલે જાઓ! ચલો!—'

મોતી ખડખડાટ હસતી દોડી ગઇ: રંગુજી! . . . એણે થોડે દૂર જઇ ફરી ભયંકર સાદ કર્યો.

'ભલા ભગવાન!' રામપટેલ ત્યાં બેસી ગયો: 'અરે! ભૈયા! આજે આખી રાત્રિ હું એને શાંત રાખત. આ હવે તેં રાડો પાડવા છૂટી મૂકી!'

ભૈયાએ પાછળ દોટ મૂકી:

'રંગુજી! બેટા! દાદાજી બોલાવે!—' ઝાડમાંથી ને દૂરેથી અવાજ પર અવાજ આવવા લાગ્યા.

બીજી બે મોટર એકદમ પસાર થઇ ગઇ: રતિલાલની માંદગી ભયંકર હતી ને ગાંડીના સાદની કલ્પનાથી તે જાગૃત થઇ ધ્રૂજતો બેઠો થઈ ગયો હતો. ડૉક્ટરો મોટરમાં ધમાલ કરી રહ્યા હતા.

રામપટેલ આછી રોશનીમાં ધીમે ધીમે મોતી તરફ ચાલ્યો.

(૮)

કુમળા પ્રભાતનું તેજ પ્રતાપમહેલ પર પડતું હતું: પણ પ્રતાપમહેલમાંથી દુઃખના ને ગ્લાનિના પોકાર આવતા હતા. રામપટેલે આખી રાત્રિ મોતીની ચોકી ભરી હતી: અને તેને ફોસલાવીને શાંત રાખી હતી. સવારમાં વહેલો રંગુજી ઉઠશે એમ આશા આપીને ગમે તે રીતે પ્રતાપમહેલનું વાતાવરણ શાંત રાખ્યું હતું! છતાં સવારમાં પ્રતાપમહેલમાંથી અત્યંત દુઃખના અવાજ આવ્યા.

રામપટેલ બેઠો થઇ મંદિર તરફ ચાલ્યો: ઓટલા પર ઉભો રહી આતુરતાથી શું થાય છે તે જોવા લાગ્યો.

થોડીવારમાં જ માણસો રોતા કકળતા નીકળ્યા: 'ભલા ભગવાન!—' રામપટેલ દુઃખથી નીચે બેસી ગયો: તે જ વખતે મોતી પણ હસતી હસતી આવી. 'દાદાજી! દાદાજી! રંગુજી ઉઠ્યો!' ને તે ફરી ફરી હસવા લાગી.

'ઓ! બેટા મોતી! આજે પ્રતાપમહેલ રંડાયો છે. તને ક્યાં ખબર છે?'

થોડીવારમાં જ મોતી તો ચાલી ગઈ.

રામપટેલ મંદિરના મહાદેવ તરફ ફર્યા: એણે પોતાની જૂની ગોદડી ખભે નાખી: હાથમાં ડાંગ લીધી; ને રડી પડ્યા!

'આજે હવે છેલ્લો દિવસ! મેં એને શાપ નથી આપ્યો, પણ ઇશ્વરી ન્યાય ફળ્યો છે! મોટાનું મોંકું દુઃખ જોવાની મારામાં શક્તિ નથી: માટે આ જગ્યાને છેલ્લા પ્રણામ!'

ને તે પોતાની જૂની ડાંગના ટેકાથી દૂર ને દૂર ચાલતો થયો: તે ચાલ્યો જાય છે: હજી હજી દૂર ને દૂર: એણે વર્ષો સુધી એકલી શ્રદ્ધા પર દિવસ કાઢયા: પ્રતાપમહેલનો વૈભવ જોઇને એને દ્વેષ ન થયો: ઇશ્વર પરના ન્યાયની શ્રદ્ધા ઓછી ન થઇ. અને આજે એ ઈશ્વરી ન્યાય જોયો.

મંદિરમાં એનાં ત્રાજવાં અને ધૂળ પડી છે: દોરા ને ગોદડીના કટકા પડયા છે: તૂટેલ વાસણ ને ફુટેલ ઘડા પડયા છે!

બીજે દિવસે મજૂમદાર મંદિર તરફ આવે છે: તૂટેલ વાસણ ને ફુટેલ ઘડાના કટકા મોતી વીણે છે! ગોદડીના કટકા રેશમી કપડાં હોય તેમ સાચવી સાચવીને બાંધે છે! મજૂમદારને જોતાં જ તે ખડખડાટ હસી:

'રંગુજી આવ્યો છે કે?'

ને મજૂમદાર કાંઇ બોલે તે પહેલાં નાસી ગઇ!— 'રંગુજી! બેટા! દાદાજી બોલાવે!—' એ શબ્દોના પડઘા હજી સંભળાય છે!

નિ:શબ્દ રાત્રિ ને ચંદ્રનું એવું જ આછું તેજ ઢળે છે: પાન સૂતાં છે: ને ફુલની પાંદડીમાં ધીમો શ્વાસ ફરકે છે: ચંદ્રના આછા તેજના કોઇક કોઇક કુંડાળાં પાનમાંથી સરી સરી પૃથ્વી પર ભાત પૂરે છે. વાતાવરણ ફરી ભારેખમ જાદુભર્યું છે. મજૂમદાર પેલી રાત્રિ સંભારતા ધીમેથી

ટેલે છે: મંદિર પાસે થોડાંક ઘાટાં ઝાડવામાં ચંદ્રની આછી રોશનીથી છાયા પડછાયા થઇ રહ્યા છે: મજૂમદાર તે તરફ ફરે છે, પણ એકદમ પગ થંભી જાય છે.

બરાબર ઝાડના મૂળમાં લગભગ મંદિરના પગથિયા નીચે જૂના ભુરા કોટનો પડછાયો હાલે છે: એક વાંકી ડાંગ પર હાથ રાખી કોઇ તાકી તાકીને જુએ છે: ગોદડીનાં લટકતાં ચીંથરાં જરાક ચાલતાં દેખાય છે.

'કોણ ભૈયા!—'

મજૂમદારે જરાક પાછો પગ માંડયો. નાનો આઠ વર્ષનો છોકરો પેલા કોટના પડછાયાથી જુદો પડતો દેખાય છે.

'જી! સાહેબ!'

સામેથી ફરવા નીકળેલ ભૈયો આવ્યો.

'ભૈયા! કોણ છે?'

અને મજૂમદાર થંભ્યા: છૂટાં વેરાતાં વાદળાંમાંથી ચંદ્રની રોશની ઝાડ પર આવે છે: ને પ્રકાશમાં ચળકતાં પાંદડા ને હાલતી ડાળીઓ સિવાય કાંઈ નથી.

'જી! આપે બોલાવ્યો?'

'હા. . . . . .' મજૂમદાર જાગતા બોલ્યા: 'આ મંદિર હવે સમરાવવું છે.'

'જી!'

'પેલો રામપટેલ ક્યાં છે?'

'જી! ગયે શનિવારે મરી ગયો.'

'હેં!'

મજૂમદાર ધડકતે હૃદયે અનેક વિચાર કરતા પાછા વળ્યા.

૯

પ્રતાપમહેલમાં હવે મજૂમદારે રહેવાનું છોડયું છે. ત્યાં રાત્રે રોશની કે દિવસે અવાજ થતો નથી.

પણ પેલાં ખુશનુમા ખેતરો ને તાજા મોલ, હીલોળે ચડતાં પાંણીનાં પૂર ને હીલોળા દેતી ભેંસો; તાજાં લીલાં ઘાસ ને શ્રાવણનો આછો છાયો; દૂર દૂરથી આવતો રબારીનો વાંસળીનો સૂર ને ખેડુની છોકરીઓનાં ગીત . . . આ બધું ત્યાંથી ચાલ્યું ગયું છે, ખોખડધજ જેવો ભૂતિઓ મહેલ, બિહામણાં ઝાડ ને શંકા પડતી દેરી રહી છે: પ્રતાપમહેલ પાસે આવતાં છોકરાં ઝડપથી દોડી જાય છે: ને પોતે જે વડવાઇએ હીંચકતાં તેને દૂરથી દેખાડી નિઃશ્વાસ મૂકે છે! રાત્રે હજી આ મહેલની બારીઓ ખખડે છે: પણ ત્યારે ઘણું કરીને પવન જોરથી ફુંકાતો હોય છે! ને ચામાચીડિયાં આમથી તેમ પોતાની પાંખો ફફડાવતાં ફરતાં હોય છે!

*

અને રામપટેલના મંદિર પાસે કયારેક તદ્દન શાંત રાત્રિમાં ભયંકર અવાજ આવે છે: 'બેટા! રંગુજી! દાદાજી બોલાવે!'

# સર્વનાશ

ઈ. સ. ૧૯૧૭ ના માર્ચની ૨૬ મી તારીખે, બપોરે અગિયારને પંચાવને, જે ટ્રેઇન આવી તે ટ્રેઇનમાં, ચંદ્રકાન્તનો એકનો એક દીકરો હર્ષવદન, આફ્રિકા જવા માટે પ્લેટફૉર્મમાં દાખલ થયો. કપાળે કંકુનો ચાંદલો કરીને તેની સાએ તેનાં ઓવારણાં લીધાં; આડોશી પાડોશી બધાં સ્ટેશન સુધી વળાવવા આવ્યાં હતાં, તે તેની આસપાસ વિંટાઇને 'ભાઈ સાચવજે' 'પરદેશના મામલા છે' 'માડી ખબર-પત્ર લખજે' એવી એવી ભલામણ આપીને, પાંચદસ મિનિટમાં છૂટાં પડનારા જુવાન પ્રત્યેનો પોતાનો પ્યાર અનેક રીતે બતાવતાં હતાં.

ટ્રેઈન આવી. મૃત્યુની કારમી ચીસ જેવી સિસોટી વાગી, સામાન ઉપડયો, ને જુવાન હર્ષવદને પોતાના ડબા તરફ જવા માટે જે વખતે પગ ઉપાડયો, તે વખતે આડોશી પાડોશીની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં, ને મંગળ પ્રસંગે—દીકરો પરદેશ કમાવા જાય છે ત્યારે—આંસુ ન

પાડવાની સૌને શિખામણ આપનાર ચંદ્રકાન્ત પોતે પણ ગળગળો થઇ ગયો.

છેટે સુધી—હાથ ને રૂમાલ ચાલતા હતા ત્યાં સુધી—બધા એકીટશે દરપળે પોતાના પ્યારા પુત્ર જેવા હર્ષવદનને લઇને ઉપડી જતી, રાક્ષસી જેવી ગાડીની પાછળ ને પાછળ જોઈ રહ્યા. અંતે સર્વ નિશાની બંધ થઇ ને ચંદ્રકાન્તની માત્ર માનસીમૂર્તિ જ તેમના ખ્યાલમાં રહી. જીવનપર ભારે ઘા પડયો હોય તેમ ધીમે પગલે બધાં પાછાં વળ્યાં.

ચંદ્રકાન્તનાં પાડોશી હર્ષવદનને અત્યંત પ્યારથી ચાહતાં: અને જો કે બધાં જ ઘરમાં તો ઠીકઠીક હતાં, છતાં, ચંદ્રકાન્તને ટાણે કટાણે જાણ્યા વિના રહેતાં નહિ. ગામને છેક છેડે એક નાનું સરખું પરૂં વસાવીને સાત આઠ કુટુંબનું જુથ રહેતું હતું. એને આખું ગામ સુમરાવાળું ફળી કહેતું. ફળીમાં ગાડાં છૂટયાં હોય, બળદિયા કોટે બાંધેલી ટોકરીઓ હલાવતા હોય, ભેંશો દોવાતી હોય, વાછરડાં ઠેકતાં હોય, વહુવારૂ ધમાધમ કરતી હોય, એવો હસનઅલી સુમરાનો વાસ આ ફળીમાં હતો. નજીકમાં એક વિધવા મીરાણી રહેતી. અને પાછળથી એક વિધુર મીર રહેવા આવ્યો હતો. આ મીરાણી નિત્યદર્દી હતી, પગે કાંઈ ને કાંઈ ગડગુમડ હોય જ. ને કાળા પગ પર ધોળા પાટા બાંધ્યા જ હોય. એને પગે વાળા નીકળ્યા હતા. ને શરીરે જરા રોગી હતી: પણ એનું નાનું ઘર અત્યંત સ્વચ્છ રહેતું, જો કે સુમલડોશીના ઘરની તોલે તો ન જ આવે. સુમલ-ડોશી આખો દિવસ ઘર વાળતી હોય, ને તુળશીના કયારાને પાણી પાતી હોય, કે પોતાના 'જાગલા' માટે તલવટ

ખાંડતી હોય. જાગો (સાક્ષરી ભાષામાં જગજીવન) તેના દીકરાનો દીકરો હતો. ને બહુ લાડમાં ઉછરીને બહુ બેવકૂફ બન્યો હતો. પણ ડોશી તેના માટે મરે એવી પ્રીતિ રાખતી.

સુમલની પાસે પાડોશમાં એક લંગડો રજપૂત રહેતો. એ જ્યારે જુઓ ત્યારે સુમલડોશીને ત્યાં બેસીને 'ભેંસાસુર' ને 'ખવીસ' ને 'ચુડેલ' ની વાતો કરતો જ હોય. એ ગપ્પું મારતો કે મેં દસ ભેંસાસુરને પાણી ભરાવ્યાં છે. ને જુવાનીમાં એકલો ખેતરમાં જતો, ત્યારે થોરની એક વાડમાંથી નીકળીને બીજી વાડમાં ચાલી જતી અનેક ચુડેલો નજરો નજર નિહાળી છે. પાડોશી બધા સમજતા કે લંગડો મહાગપ્પી છે. પણ લંગડો એવા રસથી વાતો કરતો કે સૌ તેને સાંભળવા માટે ભેગા થયા વિના રહેતા નહિ. તે એક આંખે કાણો, એક પગે લંગડો, ને એક હાથે ઠુંઠો હતો. રાણા સંગની પેઠે તેના શરીરપર બીજા તો બહાદુરીના ઘા ન હતા, પણ માથામાં થોડી થોડી ટાલ હતી. બધા પાડોશી એને લંગડો જ કહેતા, અને શાંતિથી જાણે પોતાનું એ નામ જ હોય તેમ એ ચલાવી લેતો. તે કહેતો કે મને કોઇ ઠુંઠો, લંગડો ને કાણો એમ ન કહેતાં, માત્ર લંગડો કહે છે એટલું જ બસ છે.

ચંદ્રકાન્તના આ બધા પાડોશી કાંઇ ને કાંઇ ઉદ્યોગ તો કરતા જ. હસનઅલી સુમરાને સારી ખેડ હતી અને બધા પાડોશીઓને એની મોટી ઓથ હતી. વાડ ટાણે સુમરો સૌને શેરડી ને ઉનો ઉનો ગોળ ખવરાવે જ. ને ચણા ટાણે સૌને ત્યાં પોંખ ને ઓળા પહોંચાડયે જ રહેતો. એવો તે માયાળુ હતો ને દિલનો પણ ઉદાર હતો. માના

મોટા થઇને એના ઘરમાં તો ત્રીસ—ચાલીસ માણસ હતાં. આટલાં જાડાં માણસો હોવાથી એનું ઘર રાત દિવસ ભર્યું ભર્યું લાગતું. ફળી પણ જ્યારે જાઓ ત્યારે કિલકિલ આનંદી અવાજોથી ગાજતું જ હોય. એ ફળી બગીચા જેવું જ ખુશનુમા લાગતું. રાત્રે વાળુ કરીને સૌ સુમરાના ફળીમાં ભેગાં થતાં ત્યાર પછી લંગડો વાતોએ ચડે, ને મીરાણી અંદર ટેકો પૂરાવ્યે જાય, ને સુમલડોશી તાલ આપતી હોય. સુમલની ખેડ એના છોકરાના મરણ પછી ભાંગી ગઇ હતી, પણ ભાંગ્યું ભાંગ્યું તોય ભરુચ, એ પ્રમાણે તેને ત્યાંથી માટલાનો ગોળ, ને તલ તો નીકળે નીકળે ને નીકળે જ. એવી એ સાચવણીવાળી ને કરકસર કરનારી હતી. છતાં લોભ એના દિલમાં કોઇ દિવસ આવ્યો સાંભળ્યો નથી. લંગડાનો વ્યવહાર એની ડહાપણવાળી ને રૂપાળી રજપૂતાણી જ ચલાવી દેતી. એ પણ ખેડ જ કરતો. અને ભાંગ્યું તુટયું ભાંગ્યું તુટયું એમનું વહાણ ચાલ્યે જતું. એ જથામાં માત્ર મીરાણી જ 'પેન્શનર' જેવી હતી. ને એને રાજા રજવાડામાંથી પેન્શન મળતું તે પર નભતી. ચંદ્રકાન્તે પંદર રૂપિયા ખરચીને એક ઓરડી વેચાતી લીધી. અને તેની ચારે તરફની ભીંતો મોટાં મોટાં વેદવાકયોથી શણગારી હતી. આવા 'પંડત' માણસ પાડોશમાં હોવાથી, બધા પાડોશી એની સલાહ માગતાં અને એનો 'બાજંદો' છોકરો હર્ષવદન 'કાગળપતર ને નામુઠામું' કરી દેતો તે પ્રમાણે સૌ હિસાબ કિતાબ રાખતાં.

હર્ષવદન આફ્રિકા ગયો ત્યારે આવા સુંદર ફળીને, આવી વ્યવસ્થિત પ્રેમ ભરેલી અવસ્થામાં મૂકીને ગયો.

• •

૨

ચંન્દ્રકાન્ત લાંબામાં લાંબુ મહાકાવ્ય રોકડી આઠસો લીટીનું ને નાનું કાવ્ય છસો લીટી સુધીનું કરતો. એનાથી નાનું કાવ્ય એ ક્યારે ય કરતો નહિ : કવિતામાં તલ્લિન રહેતો; પણ તેમાં ઘણુંખરૂં પ્રાસાનુપ્રાસમાં જ વખત વહી જતો. આ પંદર રૂપિયાનું ઘર પણ તેણે સુમરા હસનઅલીની મદદથી જ લીધું હતું. ચારે તરફ ભીંત પર અનેક સુંદર વાક્યો લખતો ને ભૂંસતો, પણ પોતે સ્થાયી ધંધો શોધીને ઘર જમાવવા યત્ન કરતો નહિ. તે પરણ્યો હતો, પણ પોતાના જેવી જ એક રાંક બાઇને. તે બાઇ ઉછી ઉધારાં કરીને ઘર ચલાવ્યે રાખતી, પણ આ 'પંડત' માણસ વિદ્યાના વ્યસનમાંથી નવરો પડતો નહિ, ને ઉછી ઉધારાં ભાગ્યે જ પાછાં દેવાતાં. એની વિદ્યા પણ વાંઝણી જેવી જ હતી. એટલે હર્ષવદન જતાં જ પહેલું તો આખા પાડોશને 'કાગળપતર' ને 'નામાઠામાનાં' ઠેકાણાની મહાપીડા જાગી. ચંદ્રકાન્ત હતો, પણ તે ધૂની માણસ, હર્ષવદન જેવો હળી ગયેલો નહિ, અને વહુવારૂ એની પાસે આવતાં સંકોચાય. એટલે હસનઅલી સુમરાનું નામું ધીમે ધીમે વાણિયાની દુકાને ચડ્યું, ને તેમાં જમા ઉધાર, જમા ઉધાર, થવાની શરૂઆત થઇ.

૩

લંગડાની છોકરી રૂપાળી ખરેખર રૂપાળી હતી. તેની ઉમ્મર ભાગ્યે જ તેર વર્ષની ગણાય. સુમલડોશીનો છોકરો જાગો અને રૂપાળી બન્ને સવારમાં વહેલાં પહર છોડતાં. ને

પછી ઘેર આવી કટકબટક કરી પાછાં બન્ને ઢોરમાં જતાં. સુમરાવાળા ફળીના એ બન્ને ગોવાળ જ ગણાતાં. સુમરાની ગાયો ને ભેંશો, સુમલની ભેંશ, લંગડાની ભેંશ, ચંદ્રકાન્તની વાછડી ને ભેંશ, ને મીરાણીની બકરી એમ નાના મોટા પંદર જીવ આ બન્ને છોકરાં સાચવતાં. જાગો ભાગ્યે જ પંદર વર્ષનો હશે, પણ ખાવેપીવે સુખી હતો, એટલે મજબુત ને મોટો લાગતો.

કેમ બન્યું એ બરાબર ધ્યાન નથી, પણ ઘણા વખતથી, જાગો ને રૂપાળી ભેગાં જતાં, એટલે મીઠી મશ્કરીનો બન્નેને સંબંધ હતો જ, અને ઘણું કરીને આ સંબંધના જોરથી, જાગાએ એક વખત રૂપાળીની વધારે પડતી મશ્કરી કરી નાખી. કાન ગોપીમાંથી સૂજ્યું હશે કે ગમે તેમ, પણ જ્યારે રૂપાળી નદીમાં નાવા પડી, ત્યારે જાગો, રૂપાળીનાં બધાં વસ્ત્રો લઇને બહાર દોડી ગયો. એને બિચારીને હેરાન હેરાન કરી નાંખી. રૂપાળી રોવા જેવી થઇ ગઈ, ને જાગાને ધમકાવવા ને ગાળો દેવા લાગી. જાગામાં બુદ્ધિ જરા જાડી હતી, એટલે મોડે મોડે સમજ્યો કે હવે વાત હાથથી જાય છે, પણ તે પહેલાં તો રૂપાળીએ તેની બરાબર ખબર લેવાનો નિશ્ચય કર્યો હતો.

તે દિવસે વાતોડિયા લંગડાએ રજપૂતનો ખરો વેષ ભજવ્યો : ને રજપૂતાણી પણ એની પડખે ચડેલી : સુમલને અને જાગાને એવાં તો ધમકાવી કાઢ્યાં કે બન્ને મા દીકરો ગભરાઇ ગયાં : ' હું કોણ ? મને ઓળખતાં નથી. લંગડો લંગડો પણ હું રજપૂતનો બચ્ચો છું હો, એક

ઝાટકે માથું વાઢી નાખીશ, જો હવે કોઇ દિ મારી રૂપાળી સાંમે આડી નજરે પણ જોયું છે તો ?'

લંગડાએ કરેલી ગર્જના તો ફરી પાણિપતનું સ્મરણ કરાવે એવી ભયાનક નીવડી. તે દિવસનું એનું રૂદ્રરુપ નિહાળીને બધાં પાડોશી ધ્રૂજી ઉઠયાં. હસનઅલીનું માન પણ નહિ જળવાય એવું લાગ્યું. મીરાણી તો પોતાનું ઘર વાસીને જ બેસી ગઈ. ને જાગો તથા સુમલ ઘરની સાંકળ વાસી—રોતાં રોતાં, ઘરમાં ભરાઇ બેઠાં !

'ઘરમાં શું ભરાણી છો ? છોકરી !' લંગડો હજી બોલતો હતો, 'મારે હાથમાં લાકડી કે તરવાર લેવી પડે તેમ નથી. કાળકા પોતે હાજરા હજૂર છે. અને જો તારા છોકરાને ભરખાવવો હોય નાં, તો—'

લંગડાની પ્રચંડ ગર્જનાથી, સુમલ ઘરમાં ધ્રૂજી ઉઠીઃ તેને લાગ્યું કે છોકરો ભરખાઇ જશે. તેનાથી 'ઑય માડી, મરી ગઈ . . . રે' કરીને બૂમ પડાઈ ગઈ.

'પંડત' એ સાંભળીને દોડયો આવ્યો. ને તેણે લંગડાને ધીમો પાડી ઘરમાં લીધો. પણ એ વાતથી, સુમલ અને લંગડાને હમેશને માટે મૈત્રી તૂટી ગઈઃ અને હર્ષવદન સિવાય કોઈ મળતાવડો, ભણેલો, ઠરેલ માણસ હતો નહિ કે એમની મૈત્રી ફરી સાંધી આપે.

બીજે દિવસે જાગાને સખ્ત તાવ આવ્યો હતો. ને સુમલને ખાત્રી હતી કે લંગડાએ કાંઇક કરી મૂકયું છે. તેણે ચંદ્રકાન્ત પાસે જોશ જોવરાવ્યો. તેમાં પણ, આ વેદિયા 'પંડતે' પીડા લંબાશે એમ બતાવ્યું, ને મીરાણીએ કહ્યું કે, લંગડો મેલીવિદ્યા બહુ જાણે છે માટે છોકરો ગળતો

જાશે. મંદવાડ ખરેખર લંબાતો ગયો, ને આજકાલ કરતાં ૭ માસ વિતી ગયા.

૪

હજી તો પૂરું પ્રભાત પણ નહિ ખીલ્યું હોય, ત્યાં સુમરાવાળા ફળીમાં જબરો કોલાહલ થઈ પડયો.

એક પોલીસ ફોઝદાર, ને વેપારી હાજર થઈ ગયા હતા: ભેંશને નીરણ નાખવા માટે ફળીમાં રૂપાળી બહાર આવી હતી તેને જ પૂછ્યું: 'ક્યાં છે તારો બાપ?'

લંગડો ફળીમાં ખાટલા પર સૂતો હતો. તેણે મોં પરથી ગોદડું ફેંકી દીધું: 'કોણ છે ભાઇ?'

'કોણ છે? આ હંસરાજ શેઠની જપ્તી આજે બજાવવાની છે. હુકમનામું થયું છે એ ખબર છે ના?'

'હા તે બજાવી લ્યો ભાઈ!'—કહીને રજપૂતાણી બહાર આવી. 'હું તો કહું છું અમારૂં ગરીબનું અન્યાયથી લીધું હશે તેનું સાત જન્મારામાંય સારૂં નહિ થાય.'

'ખોટું શેનું છે? ગોળ ને ઘી, ને સાકર ખાતાં તો સારૂં લાગ્યું હતું. હવે દેતાં જ વસમું લાગે છે કાં?'

'આના છોકરાએ ભૂખ ભેગા કર્યા!'—વાત એમ હતી કે જાગાએ લંગડા કાકાને ખાતે વારંવાર નામું ઉપાડયે રાખ્યું હતું. લંગડાએ હેતથી, કેટલીક વાર તેવાં નામાં ભર્યાં પણ હતાં: પણ હર્ષવદનના ગયા પછી, જે જે નામાં થવાં લાગ્યાં—લંગડાનાં ઘરનાં ને જાગાનાં—તેમાં કાંઇ હિસાબ જ ન હતો. લંગડાનું વહાણ તો ત્રૂટું ત્રૂટું હતું જ એટલે વેપારીએ ઉતાવળ કરી, જપ્તી લાવીને પૈસા વસુલ કરવાની તૈયારી કરી રાખી હતી.

એ જ વખતે, ભયંકર અવાજ સાથે, સુમલે રોવાનું શરુ કર્યું. ચંદ્રકાન્ત એક તરફથી દોડચો આવતો હતો, મીરાણી પણ ઘર બહાર નીકળી હતી, અને પોતાના પાડોશી પર પડેલું દુઃખ જોઇ, હસનઅલી બહાર આવ્યો હતો.

'શું છે?' કરતો હસનઅલી આવ્યો, પણ સુમલના રોવા સાથે જ સૌ રડવા બેઠા. જાગો મરણ પામ્યો હતો. અને સુમલ બિચારી એકલી થઇ ગઇ હતી. એનું રોવું હૈયું ફાડે તેવું હતું, ને લંગડાને એણે આપેલા શાપ ધ્રૂજાવે તેવા હતા!

બીજી તરફ આ જપ્તી રાહ જોઇને ઉભી હતી. હસનઅલી જામીન થવા તૈયાર થયો, પણ લંગડાએ ના પાડી. 'હવે અમને આંહી નહિ ફાવે: આંહી મજા નહિ આવે.' અને તેણે પોતાની ભેંશ ને થોડી ઘણી ઘરવખરી જવા દીધી.

એક જ દિવસે બે ઘર તૂટયાં.

## ૫

હવે તો રૂપાળી અને એની મા મજૂરીએ જતાં, ને લંગડો ખાઇપીને ઘેર પડયો રહેતો કે વખતે મીરાણીને ત્યાં જઇ બેસતો.

સુમલને લાગ્યું હતું કે છોકરાને લંગડાએ મંત્ર મારીને ભરખી લીધો છે. એનો અજ્ઞાન આત્મા આ અન્યાયનું વૈર લેવા તરસ્યો બની ગયો હતો. જાગલાને સુમલ બહુ લાડથી રાખતી હતી, અને એના વૃદ્ધ જીવનમાં એને એ એક જ આશા હતી. જાગલાના મરણ પછી તે એવી તો ભયંકર

બની ગઇ કે તેના પડછાયામાં ઉભું રહેનાર પણ ધ્રૂજી ઉઠે. તેનો સ્વભાવ જ ફરી ગયો. ને હવે તેની પાછળ કોઈ નથી એમ જાણતા છતાં તે વધારે ને વધારે લોભ કરવા લાગી. એના ફળીમાંથી સભા તો તદ્દન નાશ પામી ગઈ, પણ પહેલાં જે નિખાલસતાથી, તે પાડોશી સાથે રહેતી, તે નિખાલસતા પણ સરી ગઇ. તેના મગજમાં વૈરની જ ધૂન ભરાઈ ગઈ. અને તેનું હૃદય તથા આત્મા ધીમે ધીમે કરમાવા લાગ્યાં.

મીરાણીને ત્યાં જઈને લંગડો બેસતો. ત્યાં મીર પણ આવતો. હસનઅલી પણ પોતે પાસે હોવાથી, ડોકિયું કરે, ને ચંદ્રકાન્ત પણ મીર સારંગી વગાડશે, એવા સાંભળવાના લોભમાં ત્યાં જઈને બેસે. આ પ્રમાણે, એકલી પડેલી સુમલ, કોઇનો ઇરાદો નહિ છતાં, ધીમે ધીમે વધારે ને વધારે એકલી પડવા લાગી. એકલતાથી, એના હૃદયમાં શોકને બદલે વૈરના બીજનો પરિપાક થવા લાગ્યો.

આ તરફ પેલો વિધુર મીર જરાક લાલચુ હતો: જરાક વિષયી હતો: મીરાણી જુવાનીમાં વિધવા થઈ હતી: અને બન્ને જણાં બેસીને મોડી રાત સુધી વાતો કરવાનો વ્યવહાર રાખતા, તેમાંથી, વખતે વખતે રૂડી રાતના ને શૃંગારની વાતોના ટહૂકા પણ કરી લેતા.

એમ સંબંધ વધતો હતો. ધીમે ધીમે મીર, મીરાણીની વધારે ને વધારે સેવા કરવા લાગ્યો. ને મીરાણી પણ મીરની સોડ વધારે ને વધારે સેવતી ગઈ. આ વાત પર વૈર ભરેલી સુમલની આંખો સિવાય બીજા બધા ઉપેક્ષા કરી રહ્યા હતા.

આપણા કવિ ચંદ્રકાન્તે એક મહાકાવ્ય સાડાસતર હજાર લીંટીનું શરૂ કર્યું હતું. તે કાવ્ય પૂરું થાય તે પહેલાં, તેનાં પત્ની સુવાવડ કરવા ગયેલાં તે સ્વર્ગે સિધાવ્યાં. સાડાસતર હજારમાં એ રીતે સાડાપાંચ હજાર લીંટી બીજી ભળી. એટલે કુલ ત્રેવીસ હજાર લીંટીનું મહાકાવ્ય કરવામાં પડેલા કવિરાજ પોતાની લાગવગ ચલાવીને આ અજ્ઞાન જૂથને દોરવાનું ભૂલતા ગયા. હર્ષવદન જતાં સૌ પાડોશી ચંદ્રકાન્તને પૂછપરછ કરવા આવતા, પણ કવિ તો ભીંતે પર લખેલા મનુસ્મૃતિના શ્લોકો કાઢીને તેને બદલે પોતાને મનફાવે તેવા બીજા શ્લોકો લખવામાં તલ્લીન હોય. એમ દર મહિને ભીંત ધોવાતી જાય, ને શ્લોકો બદલાતા જાય આવું વાતાવરણ જમાવવામાં પડેલા કવિરાજ મીર મીરાણી સુમરો, લંગડો ને સોમલ શું કરે છે તે જોવાનું ભૂલી ગયા

તે પછી થોડા વખતમાં ચંદ્રકાન્ત ભૂજ ગયા : ભૂજમ તે બીજી વખત પરણ્યા ને નાની વહુ ઠમકાળી હોવાથી ત્યાં જ રહી ગયા !

આ તરફ મીર મીરાણી વધારે ને વધારે વખત સાથે બેસતાં જાય છે. ક્યારેક બન્ને એકાંત પણ સેવે છે શૃંગારના પદો ગાવામાં કેટલી રાત ગઇ તેનું ભાન રહેતું નથી : અને ક્યારેક મીરનો હાથ સારંગીને બદલે મીરાણીને હાથ પકડે છે.

સુમરો ઊંડા આત્મ સંતોષથી એ તાલ જોઇ રહી છે

૬

એમ કરતાં એક દિવસ સવારમાં વહેલાં—તે જ સમ કે જે સમયે જાગો મરણ પામ્યો હતો, ને લંગડાનું ઘ

તૂટયું હતું– ફોઝદારે આવીને મીરાણીનું બાર ખખડાવ્યું.

અંદર ત્રણ જણાં હતાં : લંગડો, મીર, ને મીરાણી. આ અચાનક હૂમલો જોઇ, ત્રણે જણાં ગભરાઇ ગયાં.

વાત એવી હતી કે ધીમે ધીમે વધતો, મીર અને મીરાણીનો પરિચય, સ્નેહમાં સમાપ્તિ પામ્યો હતો. સારંગી ને બદલે મીરે મીરાણીના સ્વરો જ જગાવ્યા હતા. અને જો પુનર્લગ્ન થાય તો, પોતાનું પેન્શન બંધ પડે એવો ભય હોવાથી, તેમણે લંગડાની સલાહ લઇ, નવો જન્મ લેનાર જીવને ઠેકાણે પાડવા નિશ્ચય કર્યો હતો!

આ વાત પર, સુમલ ઉંડા ઉંડા આત્મસંતોષથી જોઇ રહી હતી. તેને જ્યારે લાગ્યું કે ઘડી ભરાણી છે, ને આજે લંગડો છાનોમાનો અરધી રાતે, મીરાણીને ત્યાં પહોંચ્યો છે, ત્યારે પોતે પણ ગુપચુપ ઉઠીને ફોજદારને ખબર કરી આવી.

અને ફોજદારને જરાક વધારે લાલચ જેવું લાગે માટે લંગડા સાથે હસનઅલીનું નામ પણ જોડતી આવી. હસન-અલી પૈસાવાળો માણસ ગણાય, ને આબરૂના ભયથી તે કોથળી એ કોથળી સહજમાં કાઢી આપે. એટલે આ વાવડ ઉપર સવારમાં વહેલાં આવીને ફોજદારે બારણાં ખખડાવ્યાં, ને એ અવાજથી લંગડો, મીર ને મીરાણી ત્રણે ધ્રૂજી ઉઠયાં! માત્ર એક કલાક પહેલાં જ તેમણે નવા જીવને ઠેકાણે પાડયો હતો–અને એટલામાં આ નવી આફત આવેલી જોઇ તેઓ મૂંજાઇ ગયાં. લંગડો પાછલે બારણેથી ભાગ્યો : પણ ' ઉભો રહેજે! લંગડા—' કહીને ત્યાં ઉભેલી સુમલે બૂમ પાડી ફોજ-

દારને બોલાવ્યો ને તે આબાદ પકડાયો. સુમલ છેટે ઉભી ઉભી હસવા લાગી. વૈરની તૃપ્તિના આનંદમાં તે ડોલી રહી હતી.

પછી લંગડાએ પણ, પોતાને ન છાજે તેવું પગલું ભર્યું: હસનઅલી સુમરાએ તેમને સૌને વારંવાર મદદ કરી હતી: પણ પોતાના પર આવેલી આફત ટાળવા, લંગડાએ, આ કિસ્સામાં હસનઅલીને પણ સપડાવ્યો.

ફોજદારે બે લપડાક ચોડી: 'છોકરૂં ક્યાં છે બતાવો!' ધ્રૂજતો ધ્રૂજતો લંગડો આગળ ચાલ્યો: ને હસનઅલીના વાડાના ઉકરડામાંથી તાજું કુમળું બાળક કાઢી આપ્યું: પોતાના કૂતરાને બહુ ભસતો જોઇ, હસનઅલી લાકડી લઇ વાડામાં આવ્યો હતો, તે આ દેખાવ જોઇને થંભી જ ગયો.

મીરાણી સાથે આડા વ્યવહારનો આરોપ મીર ઉપર મૂકવાથી બહુ બહુ તો પાંચ દસ રૂપિયા મળે. એટલે ફોજ-દારે લંગડાને ડરાવીને, મીરને ધમકાવીને, ને મીરાણીને 'જેલ' દેખાડીને, હસનઅલી સામે મજબૂત આરોપ ઘડી, ખાસ્સી દસબાર કોથળી રૂપિયા કઢાવ્યા: અને હસનઅલીના ઘરનું જે કાંઈ નૂર હતું તે બધું ચૂસાઈ ગયું.

બીજે દિવસે સવારે હસનઅલી ભિખારી જેવો, ભ્રષ્ટ જેવો, ગાંડા જેવો, નિસ્તેજ નિરુત્સાહી ને નિરૂદ્યમી બની ગયો. તેની દસ પંદર વર્ષની જમાવટ એક રાતમાં ઉપડી ગઇ હતી. તેના બહોળા કુટુંબને પોષવાની તેની તાકાત હરાઇ ગઇ હતી. તે બોલ્યો નહિ, પણ પોતાના ખોટા ને વિશ્વાસઘાતી પાડોશીઓ પ્રત્યે હવે તેણે તિરસ્કારથી મોં ફેરવ્યું

બીજું વરસ નબળું હતું. ત્રીજું વરસ અતિવૃષ્ટિ હતી. પાંત્રીસ માણસની જમાવટવાળો સુમરાનો વાસ ખાલી થઇ ગયો. એક રાતે વહેલા ઉઠીને, સુમરો હસનઅલી, પોતાની જુવાન વહુવારૂઓ, ઘરવખરી, ઢોરઢાંખર, રાચરચીલું, બધું ગાડામાં ભરીને નાસી ગયો હતો ! આવા રસાળ મુલક કરતાં, સિંધનાં રેતીના મેદાનોમાં તેને વધારે આકર્ષણ લાગ્યું. સ્નેહનું અમી જ્યાં ખૂટે છે ત્યાં માણસનું દિલ ઘરપત પકડતું નથી. સુમરો ચાલ્યો ગયો: કોલાહલ કરતું ફળી શાંત થઇ ગયું: માત્ર ખાલી મકાન પડયાં રહ્યાં: ને બીજે દિવસે આસપાસનાં પાડોશી તેમાંથી કાટ નળિયાં પણ લઇ જવા લાગ્યાં ! ને વધારામાં ત્યાં 'ગંદકી કરવી નહિ' એવી જા. ખ. ચોડેલી નહિ હોવાથી, બની શકે તેટલો લાભ લેવા લાગ્યાં !

ભૂજમાં કવિ નવી વહુ પાસે જ રહી ગયા. સુમરો ભાગી ગયો: આવો બનાવ બન્યા પછી રહેવામાં શરમ સમજી મીર આડોઅવળો થઇ ગયો. મીરાણી મીરની પાછળ પાછળ ગઈ. લંગડાની વહુ, પોતાના જમાઇ સાથે ગામમાં મજૂરી કરવા લાગી. એક વર્ષમાં આ જાગતું ફળી શૂન્ય જેવું થઈ ગયું. સુમલડોશી, લંગડો, ને સુમરાનો એક કૂતરો—માત્ર ત્રણ જણાં રહ્યાં !

卐

ઇ. સ. ૧૯૨૦ ના માર્ચની ૨૬ મી તારીખે ટ્રેઇનમાંથી ઉતરીને એક જુવાને નવાં કપડાં પહેર્યાં. પછી એ ટ્રંકો ટપામાં ખડકી, 'ફ્રુટસ્' નો કરંડિયો, ને ચામડાની

'બેગ' બરાબર મૂકી. ને પછી 'સુમરાવાળું ફળી' કહીને ટપાને તે તરફ લેવરાવ્યો.

પરદેશી જેવા જણાતા હર્ષવદન તરફ એક આશ્ચર્ય ભરી દૃષ્ટિ ફેંકી ટપાવાળાએ તે તરફ ટપો હંકાર્યો.

સુમરાવાળા ફળીમાં ટપો અટક્યો: પણ બધું શૂન્ય હતું: જાણે કોઇ માણસ જ નથી.

જુવાન ખબર મેળવવા માટે, લંગડાના ઘર તરફ ચાલ્યો.

'કાકા! લંગડાકાકા!'

લંગડાને હમણાં એ શબ્દ તદ્દન અપરિચિત હતો એટલે તે લાકડી લઇને બહાર નીકળ્યો.

'કાકા! ઓળખોછો? હું હર્ષવદન!'

'ઓ હો હો! મોટો થઇ ગયો. પણ તું ક્યાંથી? બાપુજી તો ભૂજ છે!'

'હા, પણ મારા ઉપર કાગળ હતો કે પોતે ગઇ કાલે આંહી આવી ગયા હશે એટલે તો હું આંહી આવ્યો. પણ હસનઅલી–ને બધા ક્યાં છે? સુમલ મા ક્યાં?

સુમલ પોતાના ફળીમાંથી બહાર આવી ગઇ હતી. પણ તેની ને લંગડાની વચ્ચે તિરસ્કારનો આખો સમુદ્ર પડ્યો હતો!

હર્ષવદન, લંગડા તરફ, સુમલ તરફ, ને પાસે ઉભેલા કૂતરા તરફ, જોઈ રહ્યો! લક્ષ્મીવિહોણી જમીન હોય, જાણે જીવતી ભૂતાવળ જાગતી હોય, તેવા ભયાનક અવાજોથી આખું ફળી ભરાઈ ગયું હોય તેમ તેને લાગ્યું!

પોતે પોતાનું બાળપણનું સુખી, કલ્લોલ કરતું, આનંદી ફળી, ને નિર્દોષ ગમ્મત કરતા પાડોશીઓને જોવાનું સ્વપ્નું ઘડીને આવ્યો હતો, તેને આવી ક્રૂર રીતે વેડફાતું જોઇને તે નિરાશાથી બૂમ પાડી ઉઠયો :

'કાકા ! કાકા ! આપણું જૂનું ફળી ને જૂની મહોબ્બત કયાં છે ?'

સુમલના ફળીમાંથી કૂતરૂં જોસભેર ભસવા લાગ્યું તેમાં લંગડાનો જવાબ ડૂબી ગયો !

# એક દુર્દિન

ગઈ રાત્રે જરા વરસાદ પડયો હતો ને એક બાંડિયું કૂતરૂં થરથરતું ઓશરીમાં ચડી આવ્યું હતું, એટલે એને સ્વાગત કરીને પગથિયાં પાસે જરા એની ‘ઑફિસ’ જેવું કરી આપ્યું હતું. અલબત, રાત્રે એણે એક, દોઢ, અઢી, સાડાત્રણ ને ચાર એમ પાંચેક વખત જ્યારે એના જ્ઞાતિ-બંધુઓએ નૃત્ય ગાન કે સંગીત કર્યાં ત્યારે સાથ પૂરાવ્યો હતો. અને ગીતાના પેલા પ્રસિદ્ધ શ્લોક **या निशा**નું ખરૂં રહસ્ય સેવકને સમજાવી દીધું હતું. પણ પાંચ–સાડાપાંચ વાગે તો તેણે, ભૈરવીથી ગળું સાફ કરવા માટે કે ગમે તે કારણસર, અખૂટ વાક્પ્રવાહ ચલાવ્યો.

એટલે ઊઠવું જ પડયું. શ્રીમંત ભીખારીને હડસેલી કાઢે તેમ તેને ઘરઆંગણેથી રવાના કર્યું. પણ ભાઈશ્રી બાંડિયાભાઈને મારવા ધારેલી લાકડી, જો કે પોતે બાંડિયા

ઉપરાંત કાણા પણ હતા છતાં, કોણ જાણે કેમ, તેને વાગવાને બદલે પગથિયાના પથ્થરને વાગી. અઢી રૂપિયા ખરચીને છેક સીમલાથી લાવેલી લાકડી ભાંગીને બે કકડા બની ગઇ, અને બે મળીને એક થાય એ તો ગણિત વિરુદ્ધ હોવાથી હવે એની આશા છોડી. જોસથી એક કકડાને દૂર ફેંકી દીધો. એનો 'તડાંગ' સ્પષ્ટ અવાજ સંભળાયો અને વૈરતૃપ્તિનો મોંઘો આનંદ, જેવો ઋષિમુનિઓએ ઋગ્વેદમાં વર્ણવ્યો છે તેવો, કાંઇક હૃદયમાં સ્ફુર્યો—ન સ્ફુર્યો તે પહેલાં 'ઑયરે !' બોલીને કપાળે હાથ દઈને આવતો અમારો પટાવાળો જોવામાં આવ્યો

'અરે ! તમને વાગ્યું ?–બહુ વાગ્યું ?'—એમ સવાલ કરીને નીચે ઊતરૂં છું ત્યાં શ્રી બાંડિયાભાઈ, તેમના ત્રણ મિત્રો વધારે પડતું સ્વાગત કરવાની તૈયારી કરે છે તે જોઇને, ઝાંપા પાસેથી જ, ઊભી પૂંછડીએ નાસતા પાછા આવ્યા ને પટાવાળાના પગમાં જ અટવાયા. લાકડીના હમણાંના જ મારને લીધે અવિશ્વાસુ જીવન ગાળવાની મનોવૃત્તિ હોવાથી 'એ કરડયું' કહીને તે કુદ્યો, ને તેના હાથમાંથી નીચે પડેલ લોટાનો અવાજ ચોખ્ખો સંભળાયો. હવે તો બાંડિયાને મારવો જ એમ વિચારીને લાકડીને જરાક પાછળ સંતાડી, 'તુ તુ' કહીને બાંડિયાભાઇને ભોળવ્યા ને તેમના તરફ જોરથી લાકડી ફેંકી; પણ બાંડિયો ચાલાક નીવડયો ને માત્ર એકબે પગલાં જ [illegible] હઠીને તેણે ઘા ચૂકાવી દીધો: ને વ્યર્થ જતા ઘા તરફ જરાક જોઇને મશ્કરી કરવા માટે પૂંછડી હલાવતો સામે ઊભો રહ્યો. પણ ઘા વ્યર્થ ન ગયો.

અમારો પાડોશીનો કૂતરો બાંડિયાને જોઇને દોડયો આવતો હતો તેને જ વાગ્યો. ખીજવાટમાં ને ખીજવાટમાં બાંડિયાને છોડીને પટાવાળાને કેટલું વાગ્યું છે તે જોવા તરફ હું વળ્યો.

સવારની આવી શરૂઆતનો શોક ભૂલવા માટે સાત ન થયા ત્યાં તો બહાર નીકળી પડયો. વિકટોરિયા બાગમાં જવાનો વિચાર હતો, પણ પાછળથી તે ફેરવ્યો. બરાબર એલિસબ્રિજ નજીક આવ્યો ત્યાં સામેથી શ્રીયુત નંદનંદન અને હંસહંસન બન્ને ચાલ્યા આવે. આ બન્ને ગૃહસ્થોની ખૂબીખામી જે ગણો તે એટલી જ કે જો તમને ચોટે તો ખાસ્સા સાડાચાર કલાકનો મેળ રાખવાનો ! ‘ શું સમજ્યા મારા ભાઇ હેં ’ એમ કહેતા જાય, તમારા ખભાને ટાપલી લગાવતા જાય, ને વાત ઉપર વાત—પોતે રણપિંગળ વાંચ્યું છે, કવિતા કરી છે, હસ્તલિખિત માસિક કાઢયું છે, ફક્કડ રહેવું છે, પરણવું નથી વગેરે વગેરે,—બધી આકાશમાં રહેનારી કર્યે જાય. એમનાથી બચવા એલિસબ્રિજ પાસેથી જ નીચે સાબરમતી તરફ વળી ગયો. ત્રાંસી આંખે, વખતે તેમને જોવાનો લાગ મળે એ ખરા હેતુથી, અને હમણાં લોકો ‘ કરા ’ ‘ કરા ’ બહુ કૂટે છે માટે જરાક કલારસિક જણાવાની ખાતર, ત્યાં મંદિર પાસે એક બે પૂતળાં પડયાં છે તે જોવામાં થોડીવાર રોકાઈ ગયો. પણ હજી તો પૂતળામાં હનુમાન છે કે ગણપતિ એ પૂરા ઓળખી શકું તે પહેલાં તો ખભા ઉપર ચિર પરિચિત ધબ્બો પડયો. ‘ અમે તમને જોયા હો મહેરબાન ! એટલે અમે પાછળ જ આવી ચડયા ! ’ પાછો ફરીને જોઉં છું તો જેમના, ભયથી, ત્રાસીને, ‘આ

ધૂળ ખાઇ ગયેલા પથ્થરના પૂતળાનું શરણ શોધેલું, તે જ શ્રીયુતો—નંદનંદન અને હંસહંસન—ઊભેલા !

'ભારતીય કરાના અવસેષો કેવી દુરીદશામાં છે એ જોવાનું છે સા'બ!'

શ્રી. હંસહંસન કળાનો શોખ ધરાવતા. 'ભાઉટી કરા' એ એમનો 'સો ખ' હતો.

સામેનાં પૂતળાં તો છેલ્લાં પાંચ દસ વર્ષમાં કોઇએ બનાવેલાં ને પછી વિસારે પડતાં, વધારે ધૂળ ખાઈને 'પ્રાચીન કરાના અવસેષ' બની જાય તેવાં દેખાતાં હતાં. મૌન જ રાખવું એવું વિચારી શ્રી. હંસહંસનને જવાબ વાળ્યો નહિ.

'સા'બ, અમે તો તમારે ઘેર જ જતા હતા હો.'

'એ . . . મ ?'

પગ ઉપડતાંની સાથે જ શ્રી હંસહંસન અને નંદનંદન પણ સાથે જ વળગ્યા.

'આજ તો નદીના પટમાંથી જવું છે?'

'હા, ચાલોને, એ તરફથી ચાલ્યા જઈએ.'

'નદીતટનું સુંદર વર્ણન કાલે મારાથી અચાનક જ થઇ ગયું છે.'

'એ . . . મ ?'

આગળ વધીને એલિસબ્રિજ નીચેથી પસાર થઈ નદીના પટમાં ચડયા.

હવે તો જો આ ખપ જાય તો ઘેર જઈને નિરાંતે કોકો કે કૉફી કે નૉફી પી 'ટાઇમ્સ ઑફ ઇંડિયા' જેવું કાંઇક

સારૂં વાંચીએ એ વિચાર મનમાં ઘોળાતો હતો એટલામાં નંદનંદન બોલ્યા:

'હવે અમને બન્નેને દુનિયા ઉપર કંટારો આવ્યો છે. આપડી 'માનસીંગ' દસા જ દુનિયાથી જુદી: ટંડન જુદ્રી!'

'એમ કે?'

'હા, જૂઓને, હવે મને નોકરી ગમતી નથી: વેપ-લાને તો હું ધિક્કારૂં છું: પરચુરણ ધંધામાં શું? અને આ-પણને—શું સમજ્યા?—આપણને સાચાને કોણ ઓરખે?'

'એટલે તમારે હવે શું કરવું છે?'

'મારે તો હવે સાંતિમય જીવન ગારવું છે: અને કરા ને કવિટાની પાછ્ર સ્વાર્પણ કરવું છે.'

'એમ? તમારી પાસે શું છે . . . જીવનનિર્વાહનું શું?–તમારા અભ્યાસનું શું–'

અચકાતો અચકાતો આગળ વધું તે પહેલાં તો 'મારે એ જ વાત આપને કરવી છે. મને બસ, ભલે કોઈ શ્રીમંત, કે પછી ભલે રાજા, માત્ર પચીસ ત્રીસ—અથવા બહુ તો પચાસ રૂપિયા મહિને આપે તો હું 'સાંતિમય' જીવન 'ગારૂં' અને 'વરી' 'કરા' 'કવિટા' નો પણ ઉઢાર થાય. સાંતિ વિના કરા કવિટાનો 'ઉઢાર' નથી જ.'

'શાંતિ અશાંતિ' તો જાણે ઠીક, પણ તમારે કળા કવિતાનો ઉદ્ધાર કરવો હોય તો કાંઈ પૂર્વ તૈયારી–ચિંતન અભ્યાસ–અનુભવ–કાંઈક મેળવવાં ઘટે નાં?'

'હાં. મારે આપને એ જ વાત કરવી છે. મને પ્રેરણા આવે છે.'

'એ . . . મ ?'

હવે છૂટા થવાય તો સારૂં એમ વિચારી જરાક ફંટાયો એટલામાં નંદનંદન બોલ્યાઃ

'આજે એ જ વાત કરવી છે.'

'એમ કે ?'

'આપને ક્યાં જાવું છે ?'

'મારે . . .મારે . . .' કાંઇ હાથમાં આવ્યું નહિ એટલે બોલી નાખ્યુંઃ 'દૂધેશ્વર.'

દુધેશ્વર સ્મશાનઆરો છે ને કદાચ જવાને હજી વાર શે એટલે બોલતાં બોલાઈ તો ગયું પણ તરત જ ઉમેર્યુંઃ મારે દૂધેશ્વર બાજુ કામ છે. આપણે પછી મળીએ તો ?'

સદ્‌ભાગ્યે તેમણે કબૂલ કર્યું એટલે તેઓ ભદ્ર તરફ ાછા ફર્યા ને નદીના તટની સુંદરતા નિહાળતા ચાલ્યા ગયા.

ઘેર આવ્યો પણ જ્યાં ઓશરી ઉપર પગ મૂકીને, કહું છું મારે માટે–' એ શરૂઆત કરૂં છું ત્યાં ખુરશી પરથી ઊભા થઇને 'જે જે' 'ઓળખાણ પડે છે કે ?' હેતાક ને એક ગૃહસ્થ સામે જ ઉભેલા જોયા.

—'હા. આપણે ક્યાં મળેલા કાં ?'

હસતે મોંએ જવાબ વાળીને પાસેની ખુરશી ખેંચી પર બેઠો. મનમાં ગડમથલ હતી કે જો હમણાં પૂછશે ક્યાં તો ખબર જ નથી.

એટલામાં તો પેલા ગૃહસ્થે પૂછ્યું જ : 'ક્યાં ?'

'કેમ વળી ? ત્યાં . . . આ . . . પણે—કેવું–?'

'જૂનાગઢ.'

'હાં, ત્યાં. એ વખતે તમે વીશી ચલાવતા કાં ?'

'કેમ વળી ? પંચહાટડીમાં કરસનજી મહારાજની વીશી, તમે જમવા આવતા. પણ એ સમય ગયો હો. એ વખતના છોકરા ને એ ફેશન ને એવી રીતભાત ને એવી મોટાઇ ને એમાંનું પા ટકો પણ હવે નથી.'

'એમ કે ?'

'એક દિવસ તમને સાંભરે છે ભાઇ ?'

હવે આ અમારા કરસનજીભાઈ, જુનાગઢના વીશીવાળા, દસ વર્ષ પહેલાંની–આ સેવક તંગ હાલતમાં માગી ભીખીને ભણતો તે વખતની વાત કાઢે, અને તેમાં પણ એક દિવસની–એ તે યાદ ક્યાંથી હોય ?

સામું જોઇને પૂછવું પડ્યું: 'કઈ ?'

'કેમ વળી પેલી મણિ–અમારી દૂરની સગી–રસોઇ કરવા ન આવતી ? પણ હતી બિચારી સારી હો, તમારૂં ભાણું સૌથી વધુ સાચવતી. ને ભાઇશા'બ, તમારો સ્વભાવ તો ત્યારે પણ એવો જ હો. વીશ છોકરાનું જૂથ તમે બાંધી લીધું એટલે અમારે ન છૂટકે સારૂં જ આપવું પડતું. પણ મણકી તો–તમને ખબર છે નાં ?'

'ના.'

'ભાગી ગઇ.'

'હેં !'

'હા. ને આંહી અમદાવાદમાં જ વાણિયાના ઘરમાં બેઠી છે. અમને તો પાછળથી ખબર પડી કે . . .'

'શું ?'

'શા'બ, તે' દિ ખબર નહિ હો—પણ એ તો જાણ્યાનો દોષ છે નાં! મણકી—જાતની—જો જો ભડકતા નહિ હો—'

'ના. ભડકવાનું શું છે ?'

'વાઘરણ !'

અંગ્રેજ ઢેઢાનું રાંધેલું ને દેશી ઢેઢાનું પીરસેલું ખાઈને રીઢું થઈ ગયેલું હૃદય કાંઇ ધ્રૂજ્યું નહિ. પણ કરસનજીએ કરવા ધારેલી અસર ન થઈ, એટલે એનો આત્મવિશ્વાસ જરાક ડગ્યો. પણ તે આગળ વધ્યો:

'મારા મણકી પાસે અઢીસો રૂપિયા લેણા હતા. તે મારી સગી ક્યાંથી આપવાની હતી ? પછી ભાઇ, આપણે તો, બસેં બીજા પણ ખર્ચ્યા; જરાક લુગડેલતે મઠારી, થોડાક દિ ચૂલાના કામમાંથી બહાર કાઢી. ગમે તેમ વાને જરાક ધોળી થઇ કે રૂપિયા પંદરસોમાં આપી દીધી. ખાધું પીધું ને મજા કરી. ને તમારે પરતાપે પરણ્યો. છોકરાં છૈયાં—ઘર કર્યું મજેવડીમાં—ને બે પૈસા પાસે છે તે કીધું જાત્રા કરી આવીએ—કર્યું કારવ્યું તો ઠીક, પણ જાત્રાનું પુણ્ય કર્યું એટલું સાથે આવવાનું છે.'

ટેબલ ઉપર ચાના બે પ્યાલા આવીને પડયા. કરસનજીએ નિરાંતે ચાના ગામડાશાહી ઘૂંટડા લેતાં લેતાં પોતાની વાત આગળ ચલાવ્યે રાખી.

'તે તમે આંહી શું કરો છો ?'

'આંહી ચાનો વેપાર કરૂં છું.'

'એમ ? ત્યારે મારા શા'બ, આવી અમીરી ચા પીઓ છો. અમને ગામડાના માણસને તો શું કાંઇ આવી વાતનું જ્ઞાન છે ?'

જવાબ આપું તે પહેલાં તો, 'હલ્લો, મી. રાવ' કહેતો'કને એક જુવાન નેતરની સોટી જરા વાળતો વાળતો દેખાયો.

'ઓ–હો ! તમે ક્યાંથી મી. શાંતિલાલ –'

શાંતિલાલ મેટ્રિકમાં સાથે હતા ને આજે આવી ચડયા એટલે થોડીઘણી નવાજૂની સાંભળવા મળશે એમ વિચારી હસતે મોંએ તેના તરફ જોયું: 'કાં, કેમ છે ?'

'સાંભળ્યું નાં ? તમે સાંભળ્યું ?' શાંતિલાલ આવતાંવેંત જ બોલ્યા. જાણે એ બોલવા માટે જ આવ્યા હોય.

'શું ?'

'ફેંકી દીધી !'–શાંતિલાલે એક હોઠ જરા દબાવીને કોઈ પરાક્રમ કર્યું હોય તેવો અભિનય કરીને જવાબ વાળ્યો. એમના આવા પરાક્રમથી અજ્ઞાત રહેવા માટે જાતને નિંદું છું ત્યાં તે ફરી બોલ્યા : 'નહીં મંગતે—તુમકુ દુસરા નૌકર મીલેગા તો હમકુ ક્યું દુસરી નોકરી નહિ મિલેંગી ? ફેંકી દીધી.'

ઠીક; ઓહો ! સમજાયું. શાંતિલાલનું પરાક્રમ એ હતું કે શેઠની નોકરી એમણે છોડી દીધી હતી.

'પણ બન્યું શું ?'

'અરે, બીજું શું ? ટક ટક, કચ કચ,–'

'હા, મારા ભાઈ, બરાબર છે–' કરસનજીએ જાણ્યા વિના ટેકો પૂર્યો.

'પ્રજાબંધુ' શબ્દની સાથે ઓશરીમાં ધબાકો થયો. ટપાલવાળાએ પેપર ફેંક્યું હતું તે ઉપાડીને ટેબલ પર મૂકતાં શાંતિલાલ બોલ્યોઃ

'મને ટકટક બિલકુલ પસંદ નથી. પહેલેથી જ.'

કાંઈક નવીન જાણવાના હેતુથી સ્થાનિક સમાચારના પાના ઉપર આંખ રાખીને હું ડોકું ધૂણાવતો ગયોઃ

'હાસ્તો, તમારો સ્વભા . . .વ'–છેલ્લો 'વ' લંબાઈ ગયો. સ્થાનિક સમાચારમાં શાંતિલાલભાઈ પર વિશ્વાસ-ભંગ–રકમ ઉચાપતના આળની વાત હતી. અને તે ઉપર આંખ થંભી ગઈ–

'મારો સ્વભાવ બહુ જ સ્વતંત્ર છે. તમને ખબર નથી, પણ મારા કામમાં કોઈ ડખલ કરે તે મને પસંદ જ નથી.'

'બરાબર.'

વિશ્વાસભંગ શી રીતે કર્યો તેની હકીકત આવી હતી. ને શાંતિલાલને છૂટા કર્યા છે એવી નોટીસ પણ હતી. હમણાં જ શાંતિલાલની હાજરીમાં વાત જાહેર ન થઇ જાય માટે છાપાને ઘરમાં ફેંકી દઇ શાંતિલાલ તરફ મેં જોયું. તેના મનમાં કાંઈ જ ગડમથલ ન હતીઃ અથવા તો તે આવા ચારિત્ર પરના હુમલાથી પર હોય તેમ વાત કર્યે જતો હતોઃ

'મારો સ્વભાવ ઘણો કડક છે. તમને ખબર નથી, પણ હું અનાજ વિના ચલાવી લઉં એવો માણસ છું.'

'બરાબર છે.'–કરસનજીએ ટેકો પૂર્યો.

કરસનજી આમ જાણ્યા વિના ટેકો પૂરતો હતો એટલે જરાક મનમાં ખીજ તો ચડી પણ એટલામાં તેની સામે જોતાં લાગ્યું કે કાં તો તે પણ શાંતિલાલને પામી ગયો છે અને હોંકારા પૂરીને તેને બનાવે જ છે અથવા તો બન્નેમાં એક જાતના સરખા ગુણને લીધે આવતી સહજ જ મૈત્રી છે.

'એટલે હું તો જાણવા આવ્યો હતો કે હાલમાં તમારી જાણમાં કોઈ એવી જગ્યા હોય તો—'

'મારી જાણમાં . . .'

'કામ ભલે ગમે તેટલું હોય. અને આપણે એક પાઈ હરામની જોઈતી નથી, પ્રામાણિકતા તો આપણો મુદ્રાલેખ છે.' શાંતિલાલે ટેબલ ઉપર જરાક હાથ પછાડીને પ્રામાણિકતાનો ઉચ્ચાર ખાસ ભાર સાથે કર્યો.

'બરાબર છે. એ તો તમારો સ્વભાવ પહેલેથી જ હું જાણું છું.'

'બસ, એટલે તો તમે ધ્યાન રાખજો. તમને કાંઈ કહેવું પડે જ નહિ. લ્યો, હલ્લો, સાહેબ–જી, મારે જરા આ તરફ કામ છે.'

શાંતિલાલ ત્વરાથી બેઠા થયા. સાથે સાથે કરસનજી પણ બેઠો થયો ને શાંતિલાલને પૂછવા લાગ્યો:

'તમારે કઈ તરફ જવું છે?–'

'કેમ?—'

'આ સાથે સાથે ચાલ્યા જઈએ.'

'હા, હા, ચાલો મજા આવશે.'

કોણ જાણે કેવી રીતે બન્ને એક બીજાને 'ઓળખી

ગયા હોય તેમ લાગ્યું. કરસનજી પણ ‘ હું ડાકોરજીની જાત્રા કરીને પાછો ફરીશ ત્યારે આવીશ. ’ એમ કહીને તેની સાથે ચાલતો થયો. ‘ પ્રજાબંધુ ’ ઘરમાંથી લઇને શાંતિલાલની પૂરી હકીકત વાંચી કાઢી, પછી એમર્સનના નિબંધ કાઢીને ‘ચારિત્ર’ પર બે લીટી વાંચી ત્યાં ‘ મને જરાક શીખવું છે ’ કહીને અમારા પાડોશીનો છોકરો સામે ઊભો રહ્યો.

‘ શું ? ’

‘ આ ‘ બ્લૅક હૉલ ’ અમારી પરીક્ષામાં આવનાર છે. માસ્તરે કહ્યું છે. પણ એટલી નાની જગ્યામાં આટલાં માણસો કેમ સમાયાં હશે. ? ’

‘ કેમ વળી ? ઉપરાઉપરી ખડકયાં ! તમારા ઈતિહાસમાં લખ્યું નથી ?—’

‘ ના ? ’

‘ કેમ, તમારો ઇતિહાસ કોઈ ડેપ્યુટીએ, હેડમાસ્તરે, કે રાવસાહેબે નથી બનાવ્યો ? ’

છોકરો હસી પડયો. એટલું નાનું મગજ ને હૃદય પણ વાતાવરણમાંથી જ જાણે આ વાત શીખી ગયાં હોય તેમ લાગ્યું.

‘ ત્યારે એ વાત સાચી છે કે નહિ તેની ખાતરી નથી. ખોટી હોવાનો જ સંભવ વધારે છે. ’

‘ પણ પરીક્ષામાં શું લખવું ?—’

‘ હા. પરીક્ષામાં તો તને પાસ થવાનો સંભવ લાગે તેમ લખવું. ’ છોકરો આ સાચી ને ખોટી વાત પર હસતો હસતો ચાલ્યો ગયો.

બપોરે ત્રણ ન થયા ત્યાં કાંકરિયે જ પહોંચવાનો વિચાર હતો. તે પ્રમાણે કાંકરિયે જઇને ધામો નાખ્યો. એક ઝાડ નીચે નિરાંતે બેસીને આજના દિવસના કેટલા બનાવો છે તે પર વિચાર ચલાવી રહ્યો હતો એટલામાં તો પાસે શોરબકોર થઇ પડયો. સામેના ઓટલા પર બેસીને પત્તાં રમતાં રમતાં બે ચાર જુવાનો લઢી પડયાઃ દરેક પોતે સાચો છે ને બીજો ખોટો છે એમ કહીને સાચો ઠરવા માટે બને તેટલી ખોટી ભાષા વાપરી રહ્યો હતો.

વાત વધી પડી. મૂળથી જ નબળું મન આ ઉગ્ર તાપને સહન કરવાની વ્યર્થ ઉપાધિમાં પડવા ના પાડતું રહ્યું તે પહેલાં શરીર ત્યાં ખડું થયુંઃ

'કેમ ભાઇઓ, અમસ્તા શીદ લડો છો ?'

'હવે મીસ્ટર, તમને કોઇએ બોલાવ્યા નથી હો–' પોતાના પત્તાંની રમતમાં જુગાર પણ છે એ ભાનથી ઉગ્ર બનીને એક જુવાને ખભો પકડીને હચમચાવ્યો.

'પણ ભાઇ, નાહક શા માટે લડો છો ? આવું શાંત સ્થળ— '

એ ભાષણ આગળ ચાલે તે પહેલાં તો લડાઇનો રંગ જ જામ્યો.

ચાલતી પકડવામાં જ ડહાપણ ને સલામતી છે એ જોઇને તરત રવાના થયા.

હવે ? ચાલો, એ ભગવાન એ ના એ. ઘેર ચાલો.

ઘેર પહોંચતાં સાંજ થઇ. 'મેં નવ સુવાવડ કરી પણ મારી સાસુએ કોઇ દિવસ સામે જોયું નથી'–એવી

એવી ઘરની વાતો કરતી સ્ત્રીઓ ભદ્રકાળીમાંથી પાછી ફરી રહી હતી. એક ઠેકાણે જાદુના ખેલ થતા હતા. એકાદ ઠેકાણે બે છોકરાં ગળાં તાણી તાણીને ગીતો ગાઈ રહ્યાં હતાં: ને તેમને સાંભળીને પૈસો પણ નાખ્યા વિના માણસો ચાલ્યાં જતાં હતાં.

એકલો મૂંગો ઘેર ચાલ્યો.

પૂરો ઘરમાં પેઠો નથી ત્યાં 'શાં'બ, શાં'બ' એમ બે સલામો ભરતો કરસનજી સામે આવ્યો.

'કાં, આવી ગયા છો ?'

'હા, ને ફત્તેહ પણ કરી આવ્યો !'

'શું ?'

'આ વીશ રૂપિયા ને ખાવું પીવું. આપણે ગોપીચંદ શેઠ છે નાં ? તેનામાં. શેઠે કહ્યું છે કે તમને ઓળખતા હોય તેનું સર્ટિફિકેટ લાવજો. મનમાં કીધું આપણે ભાઈ પાસે લખાવી લેશું . . .'

સમજાઈ ગયું. કરસનજીએ ગમે ત્યાં કોઇ ધર્માનુરાગી શેઠને ત્યાં રસોયાની નોકરી શોધી કાઢી હતી.

કાલનો વખત થયા પહેલાં જ બાંડિયું આવીને જીભ કાઢીને ઉભું ઉભું વાતો સાંભળવા લાગ્યું. આજના આખા દિવસની નાસીપાસી તેને જ આભારી છે, એમ વહેમી સ્વભાવ નહિ છતાં, વહેમ આવી ગયો.

'એટલે તમે બે આંકડા પાડી દેજો.' કરસનજી બોલ્યો. 'બે જ આંકડા: એમ કે આ ભાઇ સારા સદ્‌ગુણી છે એટલું જ

બપોરે ત્રણ ન થયા ત્યાં કાંકરિયે જ પહોંચવાનો વિચાર હતો. તે પ્રમાણે કાંકરિયે જઇને ધામો નાખ્યો. એક ઝાડ નીચે નિરાંતે બેસીને આજના દિવસના કેટલા બનાવો છે તે પર વિચાર ચલાવી રહ્યો હતો એટલામાં તો પાસે શોરબકોર થઇ પડયો. સામેના ઓટલા પર બેસીને પત્તાં રમતાં રમતાં બે ચાર જુવાનો લડી પડયાઃ દરેક પોતે સાચો છે ને બીજો ખોટો છે એમ કહીને સાચો ઠરવા માટે બને તેટલી ખોટી ભાષા વાપરી રહ્યો હતો.

વાત વધી પડી. મૂળથી જ નબળું મન આ ઉગ્ર તાપને સહન કરવાની વ્યર્થ ઉપાધિમાં પડવા ના પાડતું રહ્યું તે પહેલાં શરીર ત્યાં ખડું થયુંઃ

'કેમ ભાઇઓ, અમસ્તા શીદ લડો છો ?'

'હવે મીસ્ટર, તમને કોઇએ બોલાવ્યા નથી હો—' પોતાના પત્તાંની રમતમાં જુગાર પણ છે એ ભાનથી ઉગ્ર બનીને એક જુવાને ખભો પકડીને હચમચાવ્યો.

'પણ ભાઇ, નાહક શા માટે લડો છો ? આવું શાંત સ્થળ—'

એ ભાષણ આગળ ચાલે તે પહેલાં તો લડાઇનો રંગ જ જામ્યો.

ચાલતી પકડવામાં જ ડહાપણ ને સલામતી છે એ જોઇને તરત રવાના થયા.

હવે ? ચાલો, એ ભગવાન એ ના એ. ઘેર ચાલો.

ઘેર પહોંચતાં સાંજ થઈ. 'મેં નવ સુવાવડ કરી પણ મારી સાસુએ કોઈ દિવસ સામે જોયું નથી'—એવી

એવી ઘરની વાતો કરતી સ્ત્રીઓ ભદ્રકાળીમાંથી પાછી ફરી રહી હતી. એક ઠેકાણે જાદુના ખેલ થતા હતા. એકાદ ઠેકાણે બે છોકરાં ગળાં તાણી તાણીને ગીતો ગાઈ રહ્યાં હતાં: ને તેમને સાંભળીને પૈસો પણ નાખ્યા વિના માણસો ચાલ્યાં જતાં હતાં.

એકલો મૂંગો ઘેર ચાલ્યો.

પૂરો ઘરમાં પેઠો નથી ત્યાં 'શાંબ, શાંબ' એમ બે સલામો ભરતો કરસનજી સામે આવ્યો.

'કાં, આવી ગયા છો?'

'હા, ને ફત્તેહ પણ કરી આવ્યો!'

'શું?'

'આ વીશ રૂપિયા ને ખાવું પીવું. આપણે ગોપીચંદ શેઠ છે નાં? તેનામાં. શેઠે કહ્યું છે કે તમને ઓળખતા હોય તેનું સર્ટિફિકેટ લાવજો. મનમાં કીધું આપણે ભાઈ પાસે લખાવી લેશું...'

સમજાઈ ગયું. કરસનજીએ ગમે ત્યાં કોઇ ધર્માનુરાગી શેઠને ત્યાં રસોયાની નોકરી શોધી કાઢી હતી.

કાલનો વખત થયા પહેલાં જ બાંડિયું આવીને જીભ કાઢીને ઉભું ઉભું વાતો સાંભળવા લાગ્યું. આજના આખા દિવસની નાસીપાસી તેને જ આભારી છે, એમ વહેમી સ્વભાવ નહિ છતાં, વહેમ આવી ગયો.

'એટલે તમે બે આંકડા પાડી દેજો.' કરસનજી બોલ્યો. 'બે જ આંકડા: એમ કે આ ભાઇ સારા સદ્‌ગુણી છે એટલું જ.'

અંગ્રેજ ને દેશી બધા ઢેઢા કરતાં હલકા એવા આ બ્રાહ્મણને ધર્મની રક્ષા માટે કોઈએ નોકર રાખ્યો, પણ હવે એને સર્ટિફિકેટ મારે આપવું કે કેમ ?–વિશ્વાસભંગ– એ શબ્દની સાથે જ સવારના પ્રામાણિક શાંતિલાલ સાંભર્યા.

નજર ચૂકાવવા ટેબલ ઉપરની પેન્સીલ આમ તેમ ફેરવ્યા કરી.

'કેમ ભાઈ, આપશો નાં ?'

'હેં–હા–ના–પણ કરસનજીભાઈ! તમારે તો મણિનો વર છે ને આંહી ? એની પાસેથી લેજો. મારાથી ન અપાય.'

'હા. તોય ઠીક છે.'

જરાક ભોંઠો પડેલો કરસનજી ઊઠવાની તક શોધવા લાગ્યો.

'તમારો વખત થાશે, ટ્રેઈનમાં જવાનો. જમવું હોય તો–તૈયાર જ હશે.'

'ના, જમીશ તો નહિ, પણ જઈશ. શાંતિલાલભાઇ પણ સાથે આવવાના છે.'

'એમ ? ક્યાં ?'

'જાત્રા કરવા. ડાકોરજી–આવો રૂડો સાથ છે તો જઈ આવીએ.'

તે ત્વરાથી ઉઠયો, ને ઉતાવળથી નમસ્કાર કરી રવાના થયો. દિવસને બંધ કરતો હોઉં તેમ મેં બારણું ઠસાવ્યું. શેરીના એકાદ મિત્રને જવાબ આપવા બાંડિયું પણ દોડયું ગયું.

'હા—શ' કહીને આરામ ખુરશીમાં ઝૂકાવ્યું પણ હડફટમાં આવેલ પ્યાલામાંથી પાણી ઢળી પડયું. ને આ દિવસનો હવે આ છેલ્લો જ બનાવ થાય એવા હેતુથી! આરામ ખુરશીમાંથી પરબારૂં ખાટલામાં જ પડતું મૂકી માથે ઓઢી લીધું.

'પેલા ભાઇ આવ્યા હતા' અંદર ઘરમાંથી અવાજ આવ્યો.

'કોણ ?'

'પેલા હંસહંસનભાઇ—'

કાંઇ જવાબ આપ્યા વિના મુંગા મુંગા ઊંઘની આરાધના શરૂ કરી દીધી.

# મૂકવાણી

સુંદર કામ કરવા આવે ત્યારથી ગાવાનું શરૂ કરે. ઠામણાં ઘસતી જાય ને ગાતી જાય. લુગડાં ધોતી જાય ને ગાતી જાય. સંજવારી કાઢતી જાય ને ગાતી જાય. ખુરશી ઉપાડીને એક જગ્યાએથી બીજે મૂકે એટલી વારમાં પણ ગાઈ લે. એને તમે ગમે તેટલું કામ સોંપો, એના ચહેરા પર અપ્રસન્નતા નહિ. એને તમે જો ગાવાનું બંધ કરાવો, તો બિચારી કામ તો કરે, પણ જાણે કોઈએ ચૈતન્ય હરી લીધું હોય તેમ એનું દરેક અંગ પાંગળું લાગે. કોઈપણ કામની એણે ના પાડી છે એવું બને જ નહિ. ઉંદરડી મરી ગઈ હોય ને ફેંકી દેવી હોય તો કહેશે ' જી હા, તૈયાર છું ! ' ગમે તે પ્રશ્નનો ઉત્તર વાળવા માટે એની મીઠી જબાનમાં ' જી !' તો તૈયાર જ હોય. હા, જો એનો બે વર્ષનો છોકરો, ગોવિંદો

સાથે આવ્યો હોય ને તમે એની કાંઇક પણ ખાતરી ન કરો, તો સુંદર બોલે નહિ પણ એનો જીવ મૂંઝાય ને એ ગાતી બંધ પડી જાય.

કેટલાંક મનુષ્યો કામને રસમય કરવા માટે ઘણી વખત ગુંજે છે; તેવું ધીરૂં મધુરૂં પણ સુરીલું ગળું સુંદર છોડતી જ હોય.

મથુરાંદાસનાં પહેલાં વહુ મરી ગયાં ત્યારે એ કામ કરતી. એ વખતે તે જુવાન ને રૂપાળી હતી. મથુરાંદાસે જુવાન જોઇને એની સાથે મીઠી મશ્કરીનો સંબંધ પણ બાંધ્યો; પણ વાત આગળ વધી નહિ, અને એટલામાં નવાં શેઠાણી આવ્યાં. નવી શેઠાણી બે વર્ષનો છોકરો મૂકીને મરી ગઈ ત્યારે પણ એ કામ કરતી. એ ચોવીશે કલાક કામ કરતી. રજાને દિવસે વધુ કરતી. કામમાંથી જ રસ ખેંચવાની એને ટેવ પડી ગઇ હતી. એનો બે વર્ષનો છોકરો ગોવિંદો નબાપો બન્યો પણ સુંદર એની એ રહી શકી હતી. ગોવિંદો પોતાના છોકરા સાથે રમે એનો મથુરાંદાસને વાંધો હતો. જો કે સુંદર હવે એકલી હતી અને પોતે એકલા હતા, એટલે પોતે બન્ને મોટાં છોકરાંની જેમ રમે તો વાંધો ન હતો. જેમ અધિકારીઓ કાયદો પ્રજા માટે રાખે છે, ને પોતાને માટે બારી રાખે છે, તેમ મોટાંઓ નિયમ નાનાંને માટે રાખે છે, ને પોતાને માટે અપવાદ રાખે છે.

પણ પુરુષનો ખપ પડે ત્યારે સ્ત્રી જેમ લાડ ભરેલું ચાંચલ્ય ધારણ કરી શકે છે, તેમ સ્ત્રીનો ખપ પડે ત્યારે પુરુષ ઉદારતા ધારણ કરી શકે છે. ગોવિંદા સાથે પોતાનો

છોકરો રમે તેમાં મથુરાંદાસનો વાંધો ધીમે ધીમે ઓછો થતો ગયો; પછી વાંધો ચાલ્યો ગયો; અને પછી તો માગણી થવા લાગી: 'સુંદર! આ લે, ગોવિંદા માટે લેતી જા!' 'સુંદર! આ લે, ગોવિંદાને આપ!'

અને શેઠ ધીમે ધીમે ગળવા લાગ્યા. સુંદર તો હમેશાં ગાતી એ તે જાણતા હતા, પણ હમણાં વધારે ગાતી હતી, તે ગોવિંદા માટે છે એમ માનવાને બદલે, મારે માટે છે એમ તેમને લાગવા માંડ્યું.

卐

'સુંદર! હવે આ જેટલી શેઠાણી લાવું એટલી મરી જાય, માળું મારે તે શું કરવું?'

સુંદર જવાબ આપ્યા વિના હસી રહી.

'આ જો ને, તું ધણી વિનાની થઈ, હું ધણિયાણી વિનાનો થયો. આપણા બેનો તે કાંઇ સંસાર છે?'

સુંદર ગાતી બંધ પડી ગઇ. એની નજર શેઠના ચહેરા ઉપર થઇને એકદમ ગોવિંદા ઉપર જઇને ઠરી. શેઠના ચહેરામાં એણે, પહેલાં અનુભવેલો, મીઠી મશ્કરીનો રણકો ઓળખી કાઢ્યો.

'બોલતી કેમ નથી, સુંદર! તારી પહેલી શેઠાણી મરી ગઇ એ દિવસો સાંભર્યા કે શું?'

પહેલી શેઠાણી મરી ગઇ ત્યારે સુંદર જુવાન હતી. શેઠે એની મશ્કરી કરેલી એ એને સાંભર્યું. અત્યારે રાતુંચોળ બનેલું એનું મોં શેઠ જોઈ રહ્યા.

'લે સુંદર! આ ગોવિંદાને આપ!' શેઠે બરફીનો કકડો ધર્યો.

સુંદરે બરફીનો કકડો લીધો. પણ શિકારી પ્રાણી જેમ મનુષ્યની ગંધ કળી જાય તેમ સુંદર શેઠની વિકારી આંગળી કળી ગઇ. જે જગ્યાએ આટલાં વર્ષ નોકરીમાં કાઢયાં હતાં ત્યાં હવે જમીન સરતી લાગી. તે ભવિષ્ય માટે ધ્રૂજી ઊઠી; પણ તેણે બીજી જ ક્ષણે સ્વસ્થતા મેળવી લીધી.

卐

દુર્ગુણના પડછાયામાંથી પસાર થયેલું મનુષ્ય ઘણી વખત હમેશને માટે ચારિત્રબળ ધરાવતું થઈ જાય છે. જાણે એટલી તાલીમથી એનામાં હૃદયબળ જન્મે છે. સુંદર જુવાન હતી ત્યારે મથુરાંદાસ શેઠે એની મીઠી મશ્કરી કરી હતી. ક્યારેક અજાણતાં ગાલ ઉપર વહાલ પણ કર્યું હશે, વખતે જાણી જાણીને ઠેશ આવી હોય તેમ સુંદર સાથે રમત કરી લીધી હશે, અને તે સઘળું સુંદરે હસતે હસતે ઝીલ્યું હતું. પણ એટલી તાલીમથી જ હોય તેમ એનામાં પોતાની જાતનું રક્ષણ કરવાનું અને આ વિષય પરત્વેની મર્યાદાનું ભાન આવી ગયું હતું. એટલે હમેશાં પુરુષો સાથે જ કામ કરનારાં બૈરાં જેવાં હસમુખાં ને મશ્કરાં હોય છે તેવી એ પણ હસમુખી હતી; પણ પુરુષને રમાડવાની, જાતને રક્ષવાની, નિયમ બહાર પગ ન મૂકવાની, અને કળથી કામ કાઢીને પુરુષને બનાવવાની જે શક્તિ આવા કામધંધામાં પડેલાં બૈરામાં આવે છે તે શક્તિ પણ સુંદરમાં હતી. એ જ્યારે પરણી ત્યારે મથુરાંદાસને મનમાં આનંદ થયો હતો; સુંદર સુખી થશે એનો એ આનંદ ન હતો, સુંદરને સારો ધણી મળ્યો એ વિષે પણ એ આનંદ ન હતો; એ આનંદ

વાણિયાશાહી હતો. હવે કદાચ સુંદર સાથેના સંબંધને લીધે ઊંધુંચતું થઇ જાય, તો એક રક્ષણહાર મળી ગયો તેથી મથુરાંદાસ આનંદ પામ્યા હતા. દુનિયા આંગળી ન ચીંધી શકે, સમાજમાં રહીને પ્રતિષ્ઠિતપણે સુંદરનો ખાનગી સંબંધ પોતે રાખી શકે એવો પડદો આ વિવાહથી થઇ શકશે, માટે એમને આનંદ આવ્યો હતો. પણ શેઠની ધારણા ખોટી પડી હતી. સુંદરના જેઠે, મૂળાના પતીકા જેવા, રૂપિયા સાડા-ચારસો સુંદરના વરને ઉછીના આપ્યા ત્યારે એ પરણી શક્યો હતો; અને એ રૂપિયા ન ભરાય ત્યાં સુધી, સુંદર વરનું નામ સાંભળીને રાચે, પણ કામ તો એના જેઠને ત્યાં જ કરે એવી ગોઠવણ હતી. સુંદરનો વર એને મળ્યો ત્યારે એણે કહ્યું કે 'મારો જીવ તારી સાથે બહુ ગોઠી ગયો છે, ને તું આવી ચાંદા જેવી રૂપાળી છે એનો તો મને ખ્યાલ પણ નહિ. તારી આવી દેહ છે એમ ખબર પડી હોત તો બે વરસ અગાઉથી મજુરી કરીને પૈ પૈ ભેગી કરીને પૈસા ભરી દેત. પણ હવે આપણે બન્ને મહેનત કરીએ. પૈ પૈ કરીને ભરી દીયેં ને પછી એક દિ ભગવાન એવો દેખાડશે કે હારે બેસીને ગોઠણે ગોઠણ દબાવીને, ગળચોખા ખાતાં હઇશું.'

તે દિવસ પછી સુંદર મથુરાંદાસ શેઠને ત્યાં કામ કરવા આવે, પણ જાણે એ સઘળામાં કોઈ ધ્યેયદર્શન હોય તેમ ગાતી ગાતી કામ કરે, ને કામ કરતી કરતી ગાય. દરેકે દરેક મિનિટ પોતાના પ્રિયદર્શન વચ્ચેનું અંતર ઘટાડી રહી છે, એમ માનીને ઉલ્લાસથી કામ કરે. ઉલ્લાસ એનો એ છે, પણ મથુરાંદાસની મશ્કરીને સોંસરવી કાઢી

નાખે છે. કામ એનું એ કરે છે, પણ શેઠનો પડછાયો પણ લેતી નથી. પૈ પૈનો હિસાબ રાખે છે. પણ મહેરબાનીનો પૈસો તરત પાછો ફેંકી દે છે. દરેક કામ માટે તૈયારી બતાવે છે, પણ જાતને ફરતી ચોકી મૂકી દીધી છે. મથુરાંદાસ શેઠની ધારણા તદ્દન ખોટી પડી. વિવાહ પહેલાંની મશ્કરી સહન કરનારી અને કદાચ એમણે ધાર્યું હતું તેમ શરીર આપનારી સુંદર આજે એટલી જ હસમુખી છે, પણ પોતાની જાતની એવી ચોકી કરે છે, કે શેઠની જીભ બંધ થઇ ગઈ છે. સુંદરના વરે રાતનો દિવસ કરીને અને સુંદરે જેઠ જેઠાણીનું મન સાચવતાં સાચવતાં થાય તેટલું કામ કરીને સાડી ચારસો રૂપિયા બે વરસમાં ભરી દીધા. પણ તે પછી સુંદરનો ઘરવાસ માંડ ત્રણ વર્ષ ચાલ્યો. એટલામાં એનો વર ગુજરી ગયો. પોતે એકલી પડી. અને બે વરસનો છોકરો સાચવવાનો આવ્યો. પોતે આ સઘળો વખત કામ તો મથુરાંદાસને ત્યાં જ કરતી, પણ વધારે સાચવણથી એ નોકરી જાળવવા મથતી હતી. એટલામાં શેઠનાં બીજી શેઠાણી બે વર્ષનો છોકરો મૂકીને મરી ગયાં હતાં. વિધુર શેઠ, વિધવા સુંદર, અને બે નાનાં છોકરાં, એટલાં જ ઘરનાં માણસો રહ્યાં હતાં. પણ સુંદરને આજે લાગ્યું કે મથુરાંદાસે, જુવાનીમાં જે મીઠી મશ્કરી કરેલી, તેનો સુતેલો વિકાર, શેઠાણીઓની હાજરીમાં દબાઇ રહ્યો હતો, તે હવે ફરી જાગે છે. એને પોતાની નોકરી, છોકરાનું રક્ષણ, જાતનું રક્ષણ, અને શેઠના છોકરા સાથે થયેલો વ્હાલભર્યો સંબંધ સઘળાં સાંભર્યાં; અને બીજી બાજુ, શેઠની આંગળીઓ ઓગળતો વિકાર અનુભવ્યો. એણે પોતાના મન

સાથે ગાંઠ વાળીને સ્વસ્થતા તો મેળવી પણ જ્યાં પોતે જૂના નોકર રૂપે સહીસલામતીની આશા રાખી હતી, ત્યાં વિકારનો ફેલાવો જોઇને ધ્રૂજી ઉઠી.

આ સ્વસ્થતા તેણે પોતાના અંતરમાંથી જ મેળવી લીધી હતી. એનો જુવાન વર જીવતો ત્યારે પાંચ પંદર દિવસે સુંદરને મળવા મોટાભાઇને ત્યાં ઘેર આંટો આવતો પણ કોઇ દિવસ, એણે સુંદર સાથે છૂટ લેવાનો વિચાર પણ કર્યો ન હતો; ઊંધું ઘાલીને કામ કરે, આવીને પૈસા ભરી જાય. બીજું અઠવાડિયું થાય, પૈસા ભરી જાય. ત્રીજું અઠવાડિયું થાય; ત્રીજે હપ્તો ભરી જાય,.

દર અઠવાડિયે પૈસા ભરી જાય.

એના વરની આ પ્રામાણિક પ્રેમભક્તિએ સુંદરને કામી કામીને પૈ પૈસો ભેગો કરવા તરફ દોરી હતી. બન્ને શુદ્ધ ચિત્તે કામમાં લાગ્યાં. પૈસા ભર્યા પહેલાં એમણે જોબન ઉપર જબરો કાબુ મેળવી લીધો; કામમાં જોબન રસ ગળી ગયો અને જાણે નવો શુદ્ધ પ્રેમ રસ નીતરતો હોય તેમ બન્ને એક બીજાની રાહ જોવા લાગ્યાં. સુંદર આટલી કસોટીમાંથી પસાર થઇ પણ તેથી એનું જીવન શુદ્ધ સોના જેવું બની ગયું. મથુરાંદાસની વાણીનો મશ્કરીનો રણકો હવે એને રૂચ્યો નહિ, એનું કારણ એટલું જ કે એના જીવનમાં પ્રેમની આવી કથા વણાયલી હતી. સ્થાનાંતર કરવું નકામું હતું. બીજી જગ્યાએ બીજો મથુરાંદાસ મળે. વળી ગોવિંદાનો આશ્રય જાય. શેઠના છોકરા સાથે ગોવિંદો રમે જમે એ કારણ પણ ખરૂં. શેઠના છોકરા સાથે કાંઇક પ્રીતિ

પ્રીતિ પણ ખરી. અને વધુમાં, આંહીનું જૂનું થાનક છોડતાં એનો જીવ કપાતો હતો. એણે એના અંતરમાં શું કરવું એનો નિશ્ચય કરી લીધો હતો.

卐

એટલામાં એક અકસ્માત થયો, અને સુંદર બચી ગઇ. એક રાતે કોઈ નાતીલાએ આગળના વેરઝેરથી પ્રેરાઇને સુંદરનું નાક કાપી નાખ્યું. સુંદરનું નાક જતાં, એનો દેખાવ પણ ફરી ગયો; અને મથુરાંદાસની વાણીમાંથી મશ્કરીનો રણકો પણ અદૃશ્ય થઇ ગયો. સુંદરને આ મીઠી આફત આશીર્વાદ સમાન નીવડી. એ વારંવાર કહેતી કે 'મારે પીટયે, મોંએ ડૂચો મારી, ચીભડું વાઢે એમ નાક વાઢી લીધું.' મથુરાંદાસ શેઠ એ સાંભળીને હસતા, અને સુંદરને દયાથી નિભાવ્યે જતા. પણ ગોવિંદાને મીઠાઇ આપવાની બંધ થઈ હતી. અને પોતાનો છોકરો એની સાથે રમે તો શેઠ આંખ કાઢીને એને રોકતા. સુંદર સઘળું દીઠું અદીઠું કરતી, અને પોતાના કામમાં એટલા જ ઉલ્લાસથી ધ્યાન રાખતી. ગાવું ને કામ કરવું, કામ કરવું ને ગાવું. હવે એનું ગાવું તો આગળના અવાજની મશ્કરી જ ગણાય; પણ જાણે આ બાઇને કાંઈ દુઃખ પડયું નથી, એમ જોનારને તો લાગે. સુંદર ઘણાં વરસ એમ ને એમ વટાવી ગઇ. જુવાની પણ ચાલી ગઇ.

卐

ગોવિંદાની વહુ આવી ત્યારે ઘરમાં કંકાસ આવ્યો.

ગોવિંદાની વહુ ખરાબ ન હતી, પણ તોછડી બહુ હતી. નકટી સાસુ જોઇને એનું નાક ચડતું. વળી જેણે નાક કપાવ્યું તે પોતાના ઉપર હકુમત કરે એમાં પણ એને નાનમ

લાગતી. એણે તો સાસુને મોઢામોઢ બે ચાર વખત સંભળાવી પણ દીધું કે 'બાઈજી! ગમે એવાં છીએ, નાક કપાવ્યું નથી,'

સુંદરને આ ઘા વસમો પડતો પણ શું કરે? ગોવિંદાને વાત કરે તો ગોવિંદો ધાગધાગાં થઈ વખતે વહુને મારે એટલે પોતે મૂંગે મોંએ સઘળું સહન કરતી. બહુ થાય ત્યારે ગાતી ગાતી કામ કરવા ચાલી જાય. 'વ્યાધિહજાર પણ ઔષધ બાર' જેવો આ એનો રામબાણ ઇલાજ હતો. દુઃખ સહન નહિ થાય એવું લાગે ત્યારે એ ગાતી ગાતી કામ કરવા મંડી પડતી.

પણ ગોવિંદો એક દિવસ અચાનક આવી પહોંચ્યો ત્યારે વહુએ પાણીપતનું રણક્ષેત્ર જમાવેલું. સુંદર ગુપચુપ ઉભી હતી. એની દૃષ્ટિ સ્થિર હતી. પણ એની આંખમાંથી આંસુની ધાર વહી રહી હતી.

એણે પોતાનું પોટકું બાંધીને તૈયાર રાખ્યું હતું. ગોવિંદાને દીઠો એટલે એનું અંતઃકરણ પીગળી ગયું. જેને નાનપણમાં જીવની પેઠે જાળવીને મોટો કર્યો તેને આજે પાછું પોતે જ દુઃખ આપી રહી છે, એ વિચાર આવતાં સુંદર ગળી ગઈ. તેણે ગોવિંદાને કહ્યું: 'બેટા મારો આશીર્વાદ છે; તું સુખી થા ને મને જાવા દે.'

'પણ જાતી હો તો જા ને, તને રોકી છે કોણે?' ગોવિંદાની વહુ બોલી ઊઠી.

ગોવિંદાએ કડિયાળી ડાંગ ઉગામી, પણ સુંદરે તેને વાર્યો.

'હા, મારી નાખ, મારી નાખ,' માવડિયો! બીજું

તો તારાથી શું થાય!' એમ કહીને ગોવિંદાની વહુએ તો રોવું શરૂ કર્યું.

卐

બીજે દિવસે સવારે ગોવિંદો ધ્રૂજતો ધ્રૂજતો મથુરાંદાસ પાસે આવ્યો.

'મારી મા આવ્યાં છે?'

'ના.'

'ત્યારે ગયાં ક્યાં? કાલે, રાતે વહુ બોલી હશે. સવારે ઊઠીને જોઉં છું તો ખાટલો ખાલી છે. ને મારી મા નથી.

'હેં! કાંઇ નામનિશાન? પગલાં? કાંઇ સગડ?'

'ના. કાંઈ નથી. આટલી, એક આ ચબરખી મૂકતાં ગયાં છે.'

મથુરાંદાસે ચબરખી હાથમાં લીધી.

ગોવિંદા, વહુ તને મેણુ મારશે કે તારી માએ કાળાં કામ કર્યાં એટલે કોક નાતીલાએ નાક કાપી લીધું. એવું નથી, બેટા. જુવાનીને ને તને બેયને સાથે સાચવવા, મેં મારે હાથે જ એ કામ કર્યું હતું.

'હેં!' મથુરાંદાસથી ગોવિંદો ન સમજે એવો આશ્ચર્યકારક ઉદ્‌ગાર નીકળી ગયો. એના હાથમાંથી ચિઠ્ઠી નીચે જઇ પડી. તે થોડી વાર કાંઇ બોલી શક્યા નહિ. ગોવિંદા સામે ટગરટગર જોઈ રહ્યા:

'ગોવિંદા! છોકરા, તારી મા ક્યાં ગઈ? સુંદર ક્યાં છે?'

ગોવિંદો ભીની આંખે મેલી ચબરખી સામે જોઇ રહ્યો.

# શાંત તેજ

દાદો જૂએ ને દાદી મૂલવે
દાદો જૂએ ને દાદી મૂલવે

બે ત્રણ છોકરીઓ, એક આધેડવયની ગણાય તેવી બાઇ, અને એક જુવાન સ્ત્રી સાથે ત્રણચાર પુરુષો આખું ખાનું રોકીને બેઠા હતા. એમનાં ડબલાં, ને કોથળા ને પોટકાં ચારે તરફ ખડકાઇ ગયાં હતાં. એટલે હવે ખરી રીતે તો એક તસુ પણ જગ્યા ન હતી. પણ દુનિયામાં રબરની શોધ થયા પછી માણસો વધુ સ્થિતિસ્થાપક બન્યાં છે, એટલે ગમે તે રીતે મારો સમાસ પણ મેં એ જ ખાનામાં કરી લીધો. છોકરીઓ, પેલી વહુ ને આધેડ વયની બાઈ, સૌ એક જ રાગે, અત્યારે ને અત્યારે જાન જોડવાની હોય તેમ ગાતાં હતાં:

દાદો જૂએ ને દાદી મૂલવે . . .

પેલા પુરુષો કાંઇ વ્યવહારની ગડમથલમાં પડ્યા હતા. એટલામાં એક બાવો પણ આ ખાનામાં જ ચડવા આવ્યો.

મેં હાથ જોડયા: 'બાવાજી! હવે આંહી એક તસુ પણ જગ્યા નથી.'

'અરે, બાબા, દો ઘડીકા મામલા હય. દુસરે સ્ટેશન ઉતર જાય ગા.' બાવાજીએ લોટોદોરી, તંબુરો ને કમંડળ સાથે પ્રવેશ કર્યો. ક્યાંય બેસવાની જગ્યા ન હતી. પેલી જુવાન સ્ત્રીએ એક પોટકું ખોળામાં લઈ લીધું. ચાર તસુ જેટલી જગ્યામાં બાવાજી પણ સમાઇ ગયા.

'દાદો જૂએ ને દાદી મૂલવે.'

બૈરાંઓનું ગીત પાછું શરુ થઈ ગયું. પેલા પુરુષો પણ પાછી વ્યવહારિક ગડમથલમાં પડયા.

એટલામાં ગાડી ઉપડી. 

ધીમે ધીમે જેમ ગાડી આગળ વધી તેમ તેમ ગાનારીઓનો ગાવાનો મોહ ઉતરી ગયો. સ્ટેશનમાં તો કોઈ હરતું ફરતું માણસ જોતું કે આ ડબામાં જાન છે, પણ સીમમાં અંધારામાં કોઇ જૂએ એમ ન હતું એટલે એમણે ધીમે ધીમે ચુપકીદી પકડી.

મેં ચારે તરફ ખાનામાં નજર ફેરવી. ખાનું અલગ હતું અને બીજું કોઈ આવે જાય તેવું ન હતું.

'આ ખાનું આપણને ભારી મળી ગયું હો, રામલા!' પુરુષમાંથી એક જણ બોલ્યો; છોકરડા જેવા રામલાએ ડોકું ધૂણાવ્યું: 'આ ટેસણમાં તો વાંધો નો' આવે.'

'એલા પણ તમે સાંકળાંનું કાંઈ નો કર્યું. લ્યો હવે, માળા સમજે નહિ ને ડાહ્યા થાવા જાય.' પ્રૌઢબાઇ અચાનક બોલી, તે સૌમાં મુખી જેવી લાગી.

'તી, ઇમાં કોનો વાંક ? મેં તો રામલાની વહુને કહ્યું'તું.' એક પુરુષે જવાબ વાળ્યો.

પેલી જુવાન વહુએ અરધી જેવી લાજમાંથી પોતાની મોટી આંખો, પ્રૌઢ વયની બાઇ તરફ ફેરવી : 'મેં સાંકળાં લઇ લીધાં છે.'

'ત્યારે બોલતી કેમ નથી ? આ રામલાની વહુ તો મીંઢી ભારે.'

વહુ જવાબ આપ્યા વિના નીચે જોઇ ગઈ. ઘડીભર પાછી ડબામાં શાંતિ થઇ ગઇ.

એટલામાં મને સાંભર્યું : 'બાવાજી ! તમે તો બીજે સ્ટેશને ઉતરવાના છો ને ?'

બાવાજી ચોરી કરતાં પકડાયા હોય તેમ ગભરાઈ ગયા. એમની નજર જુવાન વહુને નિહાળી રહી હતી.

'અગાડી દીખજાઇએ બાબા, સાધુ લોક કો સબ ભૂમિ ગોપાલકી . . .'

'ટીકીટ છે ?'

'ટીકીટ તો, બાબા, હમ સાધુ લોક કો ઐસી ઉપાધિ. . . .'

'ત્યારે નીચે બેસો . . .'

રામલાએ સાથ પુરાવ્યો : 'મા'રાજ ! નીચે બેસો નીચે, બૈરાં માણસ પાસે તમ સાધુ લોકને–ભેખધારીને–કાંઈ ફાવે ?'

સાધુએ કચવાતે મને નીચે જગ્યા લીધી.

ધીમે ધીમે છોકરીઓ તો ઉંઘવા માંડી. પેલા બે પુરુષો પણ બીડીના ધૂમાડા કાઢતા વાતોમાંથી ઝોકાં ઉપર આવવા લાગ્યા. ને થોડી વાર પછી તો રામલો, તેની મા, ને પેલી જુવાન વહુ સૌની આંખમાં ઉંઘ આવવા માંડી.

રામલાની માને અચાનક સાંભર્યું હોય તેમ બોલી : 'એલી વૌ, તેં કોઠલાનું બારણું દીધું ? ને તાંસળી ફળીમાં પડી હતી ?'

વહુ ઉભી થઇને સઘળાં પોટલાં એક તરફ મૂકી છોકરીઓને બરાબર સુવાની જગ્યા ગોઠવી રહી હતી, તેણે લાજમાંથી જ ડોકું ધુણાવ્યું : 'હા'

રામલો બોલ્યો : 'અક્કલ વિનાની છે. પાંચ વાત કરીએ ત્યારે અરધી વાતમાં સમજે.'

રામલાનું પાતળું છોકરડા જેવું સુકલું શરીર વહુએ એક વખત, ઠપકાભરેલી આંખે, પગથી માથા સુધી નિહાળી લીધું : જાડા સશક્ત ને રૂપાળા ઘાટીલા હાથની એક આંગળીથી તોછડી લાજ કાઢી નાકની અરધી દાંડી દેખાય તેમ, વહુએ રામલા સામે જોઇ લીધું : રામલાની માએ આ તો જોયું ન જોયું કર્યું કારણ કે ગુજરાતમાં આવ્યા પછી એ પણ લાજની જરાક છૂટ ચલાવી લેતી ; અને એમાં આ રામલાની વહુને તો પરણ્યાં પણ સાત આઠ વર્ષ થઈ ગયાં હતાં.

'ભાન વિનાની છે.' રામલાની માએ ટકોર કરી 'નકર કાંઇ મુકાદમ કાઢી મૂકે.' વહુ મીલમાં કામે ગઇ હશે, પણ આઠ દિ'માં જ મુકાદમે રજા દઇ દીધી, એ વિષે ડોશીએ ઉલ્લેખ કર્યો હતો.

'અરે! અક્કલ વિનાની છે! પેલી રાણકીને પંદર દિ'માં તો કાયમની કરી દીધી.' રામલે જવાબ દીધો.

વહુએ સઘળું સરખું ગોઠવી લીધું હતું. એટલે ઠીક-ઠીક બેસાય સુવાય તેવી જગ્યા થઇ હતી, તેમાં રામલાએ ડીલ લાંબું કર્યું. એના પગ વહુના શરીર સાથે ભટકાયા ને તે રહી શક્યો નહિ, એટલે એણે મોટેથી 'હવે જરાક આઘી બેસને' એમ કહીને, પણ ખરી રીતે મનના સાચા ઉમળકાથી વહુને પગ વડે જરાક આઘે ઠેલી. વહુએ હાથથી એના પગનો અંગુઠો મરડ્યો કે રામલાએ તરત પગ ખેંચી લીધો.

'તારી વહુમાં એક દોકડાની અક્કલ નથી. નકર કાંઇ માસ્તર ગેરહાજરી મૂકે.'

'કેવાં છો?' હવે હું રહી શક્યો નહિ, એટલે બોલ્યો.

'ચામડિયા!'

'વણકર?'

'ના, ચામડિયા. અમારે ભાણે વેવાર, પણ બેટી-વેવાર નહિ.'

'એમ?'

'ક્યાંનાં છો?'–'જામનગરનાં' 'દેશમાં જાઓ છો?'

'હં. વિવા કરવા વણકરમાં દેશના રૂપિયા વધુ બેસે. અને અમારે ચામડિયામાં બહુ બહુ તો બસેં. મેં મારા રામલાને પરણાવ્યો, તેં આ વહુનો બાપ ગોલો, એટલે એણે વળી પચાસ વધુ લીધા. પણ એવું તો કોક જ નીકળે.'

વહુ શરમથી નીચે નેણે જોઇ રહી.

એટલામાં રામલો બોલ્યો: 'ઈ તો, આ મીંઢીનાં બધાંય કારસ્તાન. જૂઓને, બોલતી નથી.'

'શું બોલે?'

જુવાન વહુનો ચહેરો શરમથી લેવાઈ ગયો. એટલામાં પેલા સાધુ બોલી ઉઠયા:

'આપ લોગ કૈસે હો?'

'ભંગી જેવા, મહારાજ,' મેં કહ્યું 'આપ લોક એમની છાયાથી પણ અભડાઓ.'

થોડીવારમાં સ્ટેશન આવ્યું ને મહારાજ ઉભા થયા: એમનો ચહેરો ક્રોધથી લાલઘૂમ થઈ ગયો હતો: 'મેરે ભજનમેં ભંગ કર દીયા. મેરી સારી રાત બીગડ ગઇ. અબ, હમ યે ભ્રષ્ટ લોક મેં નહિ ઠેરેંગે.'

મહારાજ તો ઉઠયા.

પણ બારણા પાસે પહોંચ્યા ત્યાં તરત પેલી જુવાન વહુએ બારણું પકડયું:

'અબ છોડ દે, બઈ, અમારા સારા ભજન બીગડ ગયા.'

વહુએ દઢતાથી જવાબ વાળ્યો: 'ઝોળીમાં વાટકી મૂકી છે, તે પાછી આપી દે.'

મુદ્દામાલ સાથે પકડાવાથી સાધુજી જરા ગુંચવાયા, પણ તે હોંશિયાર હતા. 'તો અબ કયું લે સકતી નહિ? તુમેરી વાટકી, હમેરી ઝોલીમેં મુકનેસે તુમકુ કયા ફાયદા હૂઆ?'

વહુએ હાથ નાખીને વાટકી કાઢી લીધી.

પાછું જોયા વિના સાધુ ઝડપથી અદૃશ્ય થઇ ગયો.

卐

સૌ સૂવા માંડ્યા. ડોશી બીજે પાટિયે જઇને સૂતાં. રામલો ને વહુ એકલાં રહ્યાં. મેં ઉપલે ખાને જઈ પથારી પાથરી સોડ તાણી. પણ ઉંઘ આવવી મુશ્કેલ હતી. આંખો મીંચીને પડયો રહ્યો. થોડી વાર પછી સૌ ઘોરે છે એ જોઇને રામલાએ વહુની લાજ ખેંચી કાઢી.

'અરે, પણ, નાનો જેઠ દેખશે.'

પણ બધાને નિદ્રાનું ઘેન હતું. રામલો છેક વહુની પાસે આવ્યો. પાટિયા ઉપરથી ઉતરીને વહુ નીચે બેસી ગઈ.

'લ્યો, હવે હું આંહી બેઠી તમને હોંકારો આપું છું. વાર્તા માંડો.'

'વાર્તા તો તારી માંડવી છે.'

'હા, લ્યો, મારી વાર્તા માંડો.'

'તારામાં અક્કલ કેમ નથી?'

સુકલકડી છોકરાના આ સવાલનો વહુએ કાંઈ જવાબ આપ્યો નહિ. ઉપરના પાટિયેથી મેં અરધી ઉઘાડી આંખે નજર માંડી તો જુવાન વહુનો રુપાળો ચહેરો નજરે પડયો. વહુના આંખ કાન નાક હોઠ સઘળા અવયવમાં એક જાતની કહી ન શકાય તેવી, રૂપની તો નહિ, પણ મીઠાશની છાયા હતી. ઘણી વખત મનુષ્યના રૂપમાં, અમુક જાતની કર્કશતા ભળેલી હોય છે. ને અણિશુદ્ધ નાક કે મોટી આંખથી ચહેરો રૂપાળો લાગવાને બદલે ઉલટો જરાક કડક લાગે છે. પણ આ ચહેરામાં મીઠાશ હતીઃ નિત્યની કસરતથી આવેલી

લાલી પણ હતીઃ અને જરાક શ્યામ છતાં ચહેરાનો સમગ્ર દેખાવ ઘાટીલો ને મોહક હતો. જુવાન વહુ રામલા સામે હેતથી કે મશ્કરીમાં હસી રહી હતીઃ

'હું તમારા કરતાં અક્કલમાં ઓછી હોઉં તેમાં જ સારું.'

રામલાએ બીડી સળગાવી.

'પછી તને કેવુંક લાગ્યું? મને ધ્યાન નો' રીયું ને સળગતું લાકડું ફેંકાઇ ગયું.'

'ફેંકાઇ તો કાંઇ નથી ગયું. માર્યું છે એમ સાચી વાત કરોને. હું સળગી ગઇ હોત તો તમારે વળી બીજી જુવાન વહુ આવત.'

રામલો હસ્યો.

'હસો છો શું? હું સળગી ગઇ હોત તો?'

'તો મારે બીજી વહુ આવત.'

'તમારું મન રાણકીમાં ભમે છે, એ મને ખબર છે હો!'

રામલો બોલ્યો નહિ પણ હસ્યોઃ એ હાસ્ય એવું મૂરખ જેવું લાગ્યું કે હું ઊંઘી ગયો છું એમ મારે બતાવવું હતું, છતાં મારાથી, રામલાનો હસતો હોય તે વખતનો ચહેરો જોયા વિના રહી શકાયું નહિઃ અતિશય બુદ્ધિશાળી, એટલે જેમણે લાગણીજીવન હણી નાખવામાં જ બહાદુરી માની હોય તેવા તર્કવાદીઓ, અને મૂરખાઓ—આ બન્ને ઘણું કરીને નિષ્ઠુર, મોટું, પણ ભયંકર ક્રૂરતાનો પડઘો પાડતું, અને ખોટું હાસ્ય કરે છેઃ 'હા, હા, હા હા' . . . એવું. . . રામલો એવું હસ્યો.

વહુની આંખમાં સુંદર મોતી જેવાં આંસુ આવ્યાં : ‘ હસો છો શું ? શરમાતા નથી ? રાણકીમાં શું બળ્યું છે. ? ’

‘ તારામાં અક્કલ નથી. ’

‘ અને રાણકીમાં છે ? ’

‘ નો હોય તો કાંઇ પંદર દિમાં માસ્તર ‘કાયમ કરી દે ? ’

‘ પણ રાણકી કરે એવું કોઈ ન કરે તો ? ’

‘ એમાં જ હું કહું છું કે તારામાં અક્કલ નથી. ’

‘ રાણકી તો મુકાદમને ને માસ્તરને બેયને રમાડે છે. મુકાદમને માર પડતો રહી ગયો. ને માસ્તરને તો હમેશાં રમાડે છે. ’

‘ એટલે જ મા કહે છે તારામાં અક્કલ નથી. એટલે જ માસ્તર ને મુકાદમ તને કાઢી મૂકે છે. ’

‘ તે શું મેં સંચો નો’તો સાચવ્યો ? ’

‘ ઈ સાચવ્યો નો કેવાય ! ’

‘ મને તે દિ’ બરાબર સાંભરે છે. મુકાદમે મારે પીટયે મને કાઢી મૂકી. મારું હૈયું કામ નો’તું કરતું. મારે પીટયે રાણકીને મારી પાસે મોકલી. ‘ ઓલી ગોરી વહુને કઈં તમને મુકાદમ બોલાવે છે. ’ અરે, જારે, મારા પીટયા . . . રાણકી રાંડ મને કાનમાં કે’ છે ‘તને મુકાદમ ખાનગીમાં બોલાવે છે. ’ હું તે દિ સાંજે ઘેર આવી, અને ફૂટ છે તમને કે, માનું કહેવું માનીને મને બળતું લાકડું માર્યું. આ એનો ડાઘ હજી રહ્યો. ’

વહુએ પોતાનો ગોરો હાથ લાંબો કર્યો. ચામડી બળીને ધોળો ડાઘ થઇ રહ્યો હતો.

'તમે તે માણસ છો કે કસાઇ? ઇ રાણકી સાથે વાતો કરતાં તમને શરમ નથી આવતી?'

રામલો વળી હસ્યો. મને પણ મનમાં ચટપટી લાગી કે રામલો કાંઇક જવાબ વાળે તો ઠીક, પણ રામલો જવાબ શેનો વાળે! રામલો તો એક જ વાતમાં સમજે: 'હા, હા, હા. . .'

'રાણકીને પરણ્યાં કેટલું થયું? અને એટલામાં છોકરું આવ્યું છે ઇ ખબર છે? તમારે ઇ રાણકીનો મને દાખલો આપવો છે?'

'માએ કહ્યું કે તારામાં અક્કલ નથી એ સાવ સાચી વાત છે. તને રાણકીનો દાખલો કોણ આપે છે? પણ મુકાદમ માસ્તરનાં મન તો સાચવવાં જોઇએ નાં?'

'હેં!' વહુએ હોંકારો વાળ્યો. પણ તેમાં તલવારના ઘા જેવી ઝીણી ધાર હતી. 'મુકાદમનું મન સાચવવું? માસતરનું મન સાચવવું? હેં! . . . શું કહ્યું એલા રામલા! . . .' વહુએ ભાન ભૂલીને પોતાના વર્ણમાં નામથી બોલાવવાનો પ્રચલિત રિવાજ ઉપાડી લીધો: 'રાતના બાર વાગ્યા સુધી ત્યાં વાશીદું કાઢું, આખી રાત માસતરને ત્યાં તું કે' ઈ કામ કરું–પણ એલા, મારી પાસેથી પરસેવે રેબઝેબ જોઇએ એટલી મજુરી લે, પણ તારા વિના બીજો કોઇ મને ગોરીવહુ કહીને બોલાવી જાય, તો તો ઉભો ને ઉભો ચીરી નાખું સમજ્યો? આ તેં તો એક લાકડું માર્યું છે નાં? બીજાં દસ મારજે, જા, પણ હું સંચે કામ નથી કરવા જોવાની, તે નથી જ જાવાની.'

આટલું બોલતામાં તો વહુની આંખમાંથી આંસુ ખરવા માંડયાં : એનું હૈયું ભરાઇ આવ્યું : રામલો મોડેમોડે વહુનું કહેવું સમજ્યો હોય તેમ ઓશિયાળા જેવો થઇ ગયો.

'પણ મને શું ખબર, કે તને મુકાદમે આટલાં વાનાં કર્યાં હશે ?'

'તેં તો, મુકાદમે કાઢી મૂકી, એટલે મને બળતે લાકડે લાકડે મારી ઇ તો સંભાર.'

'પણ મેં તો કીધું તને કામ નથી આવડતું.'

'મુકાદમે તો મને કીધું કે રાણકીએ રામલાને રાખ્યો છે માટે તું . . .' વહુ વધારે બોલી શકી નહિ.

રામલો ધુંઆપુંઆં થઇ ગયો : 'તેં મને કેમ કીધું નહિ ?'

'એમાં તને શું કે'વાનું છે ? મારી જાતની ચોકી તો હું કરી લે'શ. તું તારે તારી જાતને સંભાળને.'

'મારી જાત તો મેં સંભાળી છે. મને કાંઇ કોઈ કામમાંથી કાઢી મૂકે તેમ નથી.'

રામલાનો ઉત્તર સાંભળીને હસવું કે રડવું તે મને ખબર પડી નહિ. પણ વહુ તો બિચારી થોડીવાર આ કમ અક્કલના આદમી સામે જોઈ રહી.

'કામમાંથી કાઢી મૂકવાની ક્યાં વાત છે ?'

'તઇં ?'

'તને આ રાણકીનો છંદ લાગ્યો છે ઇ કાંઇ જાત સંભાળવાનાં લખણ છે ? તે દી ભજનમાં શું આવ્યું ' તું ઇ કાંઈ સમજ્યો નહિ ?'

'ના'

'તઇ એમાં આવ્યું' તું કે મનખાદેહ ફરી ફરી મળતો નથી. હું ને તું આ જનમારે ધણી ધણિયાણી છઇં. આવતે જનમે જેવી જેણે જાતની ચોકી કરી હશે એવો દેહ મળશે. નરભમરના છંદ છોડી દે તો સારું.'

'પણ રાણકી છે ભારે હો.'

'અને હું?'

'તું તો ક્યાંય થાવી નથી.' રામલાએ હસતાં હસતાં કહ્યું.

'અરે, જાને, નફ્ફટ, તારાં કારસ્થાન હું બધાંય સમજું તો.' હેતમાં વહુએ રામલાને જરાક ટાપલી પણ લગાવી લીધી.

'તઇં સાચું કહું?'

'શું?'

'રાણકીને જોઉં છું ત્યારે તને ભૂલી જાઉં છું. ને તને જોઉં છું ત્યારે રાણકીને ભૂલી જાઉંછું. સાચું બોલજે, તને એવું થાય છે?'

વહુએ મસ્તીમાં રામલાના હાથનો અંગુઠો મરડ્યોઃ

'એલા, મને એવું થાય? મને તો તને જોઇને એવું થાય છે, એવું થાય છે.'

'શું થાય છે?'

'ઇ કાંઇ ખબર પડતી નથી. પણ તને જોયા વિના જીવને જાણે ધરપત થાતી નથી.'

'એવો શું ભગવાને રસ મૂક્યો હશે?'

'જુગજુગાંતરનું હાલ્યું આવે છે. જો ને, સીતાજીની વારતા. ભગવાન હતા, તોય ખોબે પાણીએ રોયા. હું તો કહું છું રામલા તું આ છંદમાં જ દુબળો પડી ગયો છે હો !'

રામલાનું મન કાંઇક પીગળતું લાગ્યું. તેણે વહુનો હાથ પકડી લીધો.

'તું મને એવી લાગ છ.'

'કેવી લાગું છું ?'

'કહું ? રૂપાળી રૂપાળી રાધકા જેવી.'

'અરે, જા ને, તને તો આવું બોલતાં કોણ શીખવાડે છે ? બોલતાં જ શીખ્યો છે કરવું તો કાંઇ નથી.

'તો લે, હવે તું કે' એમ કરું તો ?'

'હું તો કહુંછું રાણકીનો છંદ છોડી દે.'

'ને ?'

'ને શું વળી ?'

'કોનો છંદ કરું ?'

વહુએ એક હાથે રામલાના બે હાથ પકડયા. એના કાન પાસે પોતાનું મોં લાવી ધીમેથી બોલી: 'લે કહું હવે ? બોલતાં શીખ્યો છે ?'

'લે, પણ કે'ને. કે'તી તો નથી.'

'કહું છું ને. હું રાધકા જેવી રૂપાળી છું નાં ?'

'હા . . .'

'તે મારી પાંસે તું ગાંડો થા. ને હું તો તારી વાંસે છું જ. સમજ્યો, એલા . . .', વહુએ આસપાસ જોઇને મર્યાદા વટાવી રામલાના ગાલપર ધીમું હેત ભર્યું ચુંબન કર્યું. રામલે હાથમાંથી હાથ છોડાવ્યો.

'લે, તારા દેખતાં જ પાણી મૂકું.'

'હા . . . લે, રામલા, પાણી મૂક.'

વહુએ રામલાના હાથમાં પાણી આપ્યું. રામલે પાણી હેઠે મૂક્યું. રામલા સામે વહુ હસીને જોઈ રહી.

'પાછો રાણકીને જોશ એટલે મને ભૂલી જાશ.'

'ના, હવે નો ભૂલું હો!'

'જીવ ઠેકાણે રાખ તો થાય.'

'હવે તો ચોક્કસ રાખું જા.'

એટલામાં ડોશી મા સળવળતાં લાગ્યાં એટલે બન્ને ચૂપ થઇ ગયાં. થોડી વારમાં ડોશી ઉઠયાં પણ ખરાં.

'રામલા! વહુ ક્યાં ગઇ?'

'આ તમારી પાસે બેઠી જૂઓને.'

'વહુ પાણી લાવ તો, થોડુંક પીવું છે.'

વહુએ પાણીનું પવાલું ભરી આપ્યું. ડોશીને પાણી પીતાંપીતાં ઘર પાછું સાંભર્યું. 'વહુ! તું તો એવી અક્કલ વિનાની છે.'

રામલો પાછું પેલું ચિરપરિચિત મૂર્ખ હાસ્ય હસ્યો.

'મેં તને નહોતું કહ્યું કે ભંભલી લઇ લેજે.'

વહુએ ઘૂમટામાંથી જવાબ વાળ્યો: 'ભંભલી લીધી છે.'

'ત્યારે પાણી લાવને, ટાઢું પાણી પીઇ, રામલાની વહુ તો રોઝ જેવી છે.'

'ટાઢું પાણી વખતે છોકરાં ઉઠે માટે રાખ્યું છે.'

'હવે લાવને મોટી છોકરાંવાળી થઇ છે તે.'

વહુએ પાણી આપી લીધું એટલામાં તો છોકરાં પણ ઉઠયાં. પેલા પુરુષો પણ સળવળ્યા.

'વહુ છોકરાંને પાણી આપ તો–'

વહુએ ભંભલીમાંથી પાણી કાઢવા માંડયું પણ તેમાં ખલાસ હતું.

'અરે આ રામલાની વહુ તો રોઝ જેવી છે.' પુરુષો બોલી ઉઠયા. 'છોકરાં માટે ટાઢું પાણી પણ નથી. શિયાળો ઉનાળો કાંઇ સમજણ મળે નહિ.'

'વહુમાં તો કાંઇ ચપળતા જ નથી. જો ને રાણકી આના જેવડી છે પણ કાંઇ હોંશિયાર છે. આ તો રોઝ જેવી. કાંઇ સમજે નહિ.' ડોશી એ પાછું શરુ કર્યું.

રામલો બોલ્યોઃ 'રાણકી તો ગજબની છે. આ તો રોઝ જેવી છે.'

સર્વાનુમતે ઠર્યું કે વહુ રોઝ જેવી છે. વહુ કાંઇ બોલી નહિ. પણ રામલો પેલું મૂરખાઇ ભરેલું હાસ્ય હસતો હસતો ખીસામાંથી બીડી કાઢવા માંડયો.

વહુએ નીચાં નેણ ઢાળી ટપકાભરેલી આંખે ફરી રામલાને નિહાળ્યોઃ

'પાછો એકલો મળવા આવ ત્યારે વાત છે' વહુની આંખો રામલાને કહી રહી હતી. રામલાએ તે જોયું ન જોયુ કર્યું અને બીડીની વાત કાઢી.

'ભાઇચંદની બીડી, હમણાં ટેસદાર નથી આવતી હો.'

'અરે, ખોટો છે ખોટો. વાળતાં જ ક્યાં આવડે છે?'

'આવો વીવાડો છે, પણ વહુ છોકરાં કોઇને ઉજમ છે? અમે પરણ્યાં ત્યારે તો સીમ ગાજતી આવે.' ડોશી બોલ્યાં

છોકરાં ને વહુ સૌ એક રાગ કાઢીને તરત ગાવા માંડયાં:

દાદો જૂએ ને દાદી મૂલવે
દાદો જૂએ ને દાદી મૂલવે

રામલાએ, અકારણ, પેલું ચિરપરિચિત મૂરખું હાસ્ય એક વખત પાછું ફરીથી કર્યું.

પણ શાંત મૃદુઠપકા ભરેલી હેતાળ આંખે વહુ રામલાને નિહાળી રહી હતી.

卐

રામલો કાંઇક સમજ્યો હોય તેમ નીચે જોઇ ગયો.

# એક શબ્દ ચિત્ર

**ઘરના** ખુણામાં એક માંદલા ખાટલા ઉપર ઘણાં વર્ષોનો જૂનો ગાભો પડ્યો હતો. તેના ઉપર જેમ તેમ પડેલ લુગડાનો ડુચ્ચો હોય તેવો કેવળ હાડમય દર્દી પડયો હતો. તેનામાં જીવનનું દર્દ જાણવાની શક્તિ પણ રહી ન હતી. અર્ધ મીંચેલાં નેણે પોતાના પ્રાણ મુક્ત થવાની રાહ જોતો તે પડયો હતો. બે કંગાલ વાસણો–લોટો ને થાળી–રસ્તામાં પડયાં હતાં. થોડે છેટે ત્રણ પથરા પર માંડેલું માટલું ચૂઇ રહ્યું હતું: ને તેની પાસે એક કાળી બિલાડી સુતી હતી. એક નાનો સરખો છોકરો, જીવન છે એટલું જણાવવા પૂરતા જ, હાથપગ હલાવતો નીચે પડયો હતો: અને દીનમ્લાન વદનથી, આથમી જતા સૂર્યનું છેલ્લું કિરણ જોતી એક બાઈ, જેને કોઈ પણ આકારનું નામ ન આપી શકાય એવી અતિકોણ બારી પાસે ઉભી રહી હતી.

'નારણજી ભાઈજી!' બહારથી બૂટનો કર્કશ અવાજ, અને બંદુક જમીન પર ઠપકાર્યાનો ધબકારો સંભળાયાં: અને તરત જ પાછી ફરી બૂમ પડી: 'નારણજી ભાઈજી!' બીજો અવાજ પહેલાને મુકાબલે વધારે કર્કશ હતો.

બોલ્યા વિના પેલી બાઇ બહાર આવી. માંદો માણસ આ દૃશ્ય જોવાની ના પાડતો હોય તેમ આંખો તદ્દન મીંચી ગયો. માત્ર પેલા છોકરાએ પોતાનો એક પગ ઉભો હતો તે જરાક લાંબો કર્યો.

'અમે.' પેલી બાઇએ ધીમેથી જવાબ વાળ્યો.

પીળા ડ્રેસવાળા બીજા બે સિપાઈ આવ્યા. નરી દીનતા જેવી સ્ત્રી—કંગાલિયત ને મૃત્યુના પડછાયા જેવા ઘરના બારણામાં—ત્રણ જબરા બંદુકધારી કાગળિયાવાળા સિપાઇઓની સામે ઉભી રહી. જાણે ભયંકર વિકૃતિ પામેલા વિચારો પાસે પવિત્ર ભાવના ઉભી હોય. હાડને થીજાવી નાખે એવી દીનતાથી બાઇ ઉભી હતી: રાક્ષસને કંપાવવા હોય એટલી ફાટી આંખે સપાઇડાં ઉભાં હતાં.

'નારણજી ભાઇજી તમે?

એક મિનીટ પછી ચાલ્યા જનારા નારણજીને બાઇએ દૃષ્ટિથી બોલ્યા વિના બતાવ્યો. અને ફરી એ જ ટૂંકો જવાબ ધીમેથી વાળ્યો: 'અમે.'

'તમારા ઉપર જપ્તી છે.'

નારણજીએ એક વખત અવાજની કર્કશતાથી ચોંકીને કે કોણ જાણે કેમ આંખ ઉઘાડી. પેલી બાઈ તેના તરફ ફરી. જેને સમજવાનું ભાગ્યે જ અરધું ભાન હતું, તેને સહજ જ પ્રશ્ન કર્યો:

'નારણજી! દંડ આપવો છે?'

ફાટેલી અરધી આંખ મીંચાય તે પહેલાં છેક મુડદાલ જેવો થએલો નારણજીનો હાથ છેલ્લા બળથી ઉંચો થતો હોય તેમ ઉંચો થયો. ખાટલામાં પાછો નીચે પડયો. અને નારણજી બોલ્યા વિના આંગળીથી બતાવતો હોય તેમ પેલાં ફૂટેલાં બે વાસણો બતાવી રહ્યો !

પાછી શાંતિ થઇ ગઇ.

એ શાંતિમાં બૂટનો કર્કશ અવાજ જાણે સામ્રાજ્ય પતનને માટે દૂરદૂરથી ધસતા જળના પૂર જેવો સંભળાયો. જાણે સપાઇડાંનાં બૂટ નથી બોલતાં : પણ ભવિષ્ય બોલે છે : ' કડડડ ભૂસ ! ' બારીમાંથી પડતું સૂર્યનું છેલ્લું કિરણ માંદા માણસના કપાળ પર આવ્યું હતું : કાળીધબ અંધારી રાત્રિમાં લોહીનો ડાઘ હોય તેવો નારણજી દેખાતો હતો.

સિપાઇઓએ બન્ને વાસણ લઇ લીધાં.

' બીજું કાંઇ છે ? '

બોલ્યા વિના જ આંખથી જવાબ વાળતી હોય તેમ નારણજીની વહુ પેલા માટલા સામે જોઇ રહી.

' બા ! પાણી ! ' જીવનની જરાક નિશાની બતાવવા માટે જ પેલો કંગાળ છોકરો ધીમેથી બોલતો હતો : ' બા ! પાણી ! ' મરણોન્મુખ બનેલા ચેતનનો આટલો અવાજ પણ જડપદાર્થની હાજરીમાં વધુ ભયંકર લાગ્યો. પેલા માટલામાંથી બાઇએ પાણીનું પાવળું લીધું : છોકરાના મોંમાં નાખ્યું : છોકરો પડખું ફેરવીને સૂઈ ગયો.

એક જણાએ તરત માટલું પણ ઉપાડી લીધું.

જીવનમાંથી રસનાં છેલ્લાં બિન્દુ પણ નીચોવાઇ ગયાની નિશાની હોય તેમ માટલામાંથી રહ્યું સહ્યું પાણી નીચે ઢળી પડ્યું.

'બિલાડી તમારી છે?'

માટલું ઉપાડનારે મશ્કરીમાં પૂછ્યું.

'મ્યાંઉ'! બોલીને માટલું ઉપડવાના અવાજથી જ બિલાડી ચાલતી થઈ. મૃત્યુની સાન્નિધ્યમાં કરેલો ઉપહાસ જવાબ વિના પાછો ફર્યો: અને કરનારના મોં પર મેંશની પેઠે છવાઈ ગયો.

બાઇ નારણજીના ખાટલા પાસે ગઈ. નારણજી જન્મ્યો ત્યારે તેણે કર આપ્યો હતો. જીવ્યો ત્યાં સુધી કર ભર્યો હતો. જીવનનો છેલ્લો પ્રસંગ તેણે કર ભરીને પૂરો કર્યો. એનું નારણજી નામ તો અમસ્તું જ પાડયું હતું. એનું ખરૂં નામ 'કર ભરનારો' એટલું જ હતું.

તેણે લાંબી ધરી રાખેલી આંગળીની દિશામાં ભયંકર શૂન્યતાના હોય એવા સિપાઇઓના બે લાંબા પડછાયા પડયા હતા. વાસણ ઉપડી ગયાં હતાં. હવે એ ઘરમાં માત્ર ખાટલો હતો.

'આ ખાટલો?' નારણજીના ખાટલા તરફ આંગળી કરીને એક સપાઈ બોલ્યો. તેના સાથીએ તેની આ સંસ્કૃતિ કે વીરતા વખાણી હોય તેમ મૂછમાં હસીને તેની પીઠ થાબડી.

જેણે જીવનભર કર જ કર ભર્યો હતો તેના મૃતશરીરને વળી જમીનની કર્કશતા શી?

બારીમાંથી આવતું પ્રકાશનું છેલ્લું કિરણ ઝાંખું પડતું પડતું ભૂખરા સાંધ્ય રંગોમાં ભળી સામાન્ય બની ગયું. નારણજીની વહુ ધ્રૂજતે હાથે સોડિયું વાળી–સ્ત્રીની સ્નેહશક્તિ રડતી હોય તેમ–માતૃત્વ રડતું હોય તેમ–શૂન્ય ફાટી આંખે સપાઇ સામે જોઇ રહી: તે બોલી નહિ: પણ એની હજાર વેદનાભરેલી આંખ પેલા પથ્થરને પિગળાવ્યા વિના આખી ને આખી એના હૃદયમાં પેસી ગઇ–બેસી ગઇ.

પણ તરતજ માતા જેમ બાળકને ઉપાડે, તેમ તેણે નારણજીનું જેલ નિવાસથી ચોસઠ શેર વજન ઘટેલું, સાઠ શેરનું શરીર ઉપાડી લીધું : નારણજીનું ચોસઠ શેર લોહી પીધા પછી હવે સાઠ શેર માટી ઉપર કાયદાની દૃષ્ટિ ચોંટી હતી. એ સાઠ શેર ધૂળના સાઠ રૂપિયા ઉપજતા હોય !

બાઇએ નારણજીને ઉપાડીને ફુલની પેઠે જમીન પર મૂક્યો. પછી તેણે ખાટલા પરથી પોલીસ તરફ ને પોલીસ પરથી ખાટલા તરફ બે વખત દૃષ્ટિ ફેરવી. કોનામાં નારણજી માટે — નારણજીના મુડદા માટે — વધારે સહાનુભૂતિ હતી ? જડ ખાટલામાં કે જીવતા સિપાઇમાં ! મુડદું હસી શકતું હોય તો નારણજી હસે !

ચોસઠશેર ચોખ્ખું લોહી—એકસામટે નહિ પણ બુંદ-બુંદ આપેલું—નારણજીનું બાકીનું સાઠશેર માટીનું શરીર મૂકીને તેઓ ચાલ્યા ગયા : તેમના બૂટનો અવાજ સંભળાતો રહ્યો ત્યાં સુધી નારણજીની વહુ બારણામાંથી એકી નજરે જોતી ઉભી રહી. છેવટે અવાજના પડઘા શમી ગયા : સમસામ બનતી શેરીમાં અંધકારનાં વાદળ ઉતર્યાં. અને એનું ગરીબ ઘર અંધારામાં અંધારા જેવું જૂદું પડ્યા વિનાનું ઉભું રહ્યું—ત્યારે એ એકલી અનાથ, નારણજીની હાજરીમાં પણ ગેરહાજરીમાં, જે રહ્યું તેને સંભાળવાના હેતુથી પેલા કંગાલ છોકરાની ગોદમાં લપાઇ ગઇ. તેના ઉપર પેલો માયાળુ ગાભો પડ્યોઃ અને એનાં આંસું એમાં સુકાઇ ગયાંઃ સમાઇ ગયાં. પૃથ્વીમાં જળ સમાય છે તેમ. કોઇ પણ જીવતા મનુષ્યની હુંફ કરતાં, મૃત્યુની રાહ જોઇ પડેલા છોકરામાં વધારે આશ્વાસન ભર્યું હતું.

# કેસરી દળનો નાયક

**નાના** છોકરાને સખ્ત તાવની બિમારીમાં મૂકીને આવ્યા હોય તેથી, કે પછી બીજી વારનાં નાનાં વહુ પાસેથી ઉઠીને આવવું પડયું હોય તેથી, ગમે તેમ, મેજિસ્ટ્રેટ સાહેબે પ્રવેશ કર્યો ત્યારે તેના મોં પર કંટાળો હતો. વધારે ઝીણવટથી તપાસી જોતાં વખતે માલૂમ પડે કે આજના દિવસ માટે કે અકસ્માતને લીધે આ કંટાળો નહિ હોય પણ આ કંટાળો જ એમનો પ્રિય જીવનસંગાથી બન્યો હશે. ઠંડું ખુશનુમા પ્રભાત હતું અને બહારના મેદાનમાં આંખ ઠરે તેવી લીલોતરી દૂર દૂર સુધી દેખાતી હતી. મેજિસ્ટ્રેટ સાહેબે, ચાવી દીધેલા પુતળાની પેઠે કોર્ટમાં પ્રવેશ કર્યો ને બહાર નજર ફેંકવાની પણ તસ્દી લીધા વિના, 'અજવાળું રોકો નહિ' એમ બારી આગળ ઉભેલા લોકો પ્રત્યે બૂમ પાડી. એ બૂમનો અવાજ ઝીણો, ચીડિયો ને થાકથી

ભરપૂર હતો. વધારે ઊંડાણથી જુઓ તો એ અવાજ દર્દી-નો લાગે: દર્દી જાણે બૂમ પાડતો હોય–'વધારે અજવાળું! વધારે અજવાળું!'–ને અજવાળું આવે તો પણ વર્ષોનાં વર્ષો અંધારામાં રહેવાની ટેવને લીધે તેને હજી બૂમ પાડવાનું મન થાય કે: 'વધારે અજવાળું!'

સલ્તનત ઉખેડી નાખનારા જુવાનોને પકડી પાડયા હોય તેમ બહાર ભરી બંદૂકે પોલીસ આંટાફેરા કરતા હતા: કેટલાકને એ આંટાફેરાને લીધે પોતાનું મહત્ત્વ વધ્યું હોય તેમ ઊંડો સંતોષ થવાથી, ચહેરા પર અભિમાનભર્યો રોફ આવી ગયો હતો, અને એવા ખોટા 'રોફ'નો વેષ વારંવાર ખુલ્લો થઇ જાય છે એ ભાનથી ક્રોધ પણ ચઢયો હતો. બે–ચાર પોલીસ અફસરો પણ, મહત્ત્વ કપડામાં છે, માણ-સમાં નથી એવો ખુલ્લો એકરાર કરતા હોય તેમ, અક્કડ ને અક્કડ આમતેમ આંટા મારી રહ્યા હતા.

મેજિસ્ટ્રેટ સાહેબે ડોકું ઊંચું કર્યું. આખી કૉર્ટ ચિકાર ભરી હતી. બીજાને જોવાના ન હોય તેમ તેમણે અપરાધી પર આંખ ઠેરવી.

એ આંખ તદ્દન ભાવવિહીન હતી. હાસ્ય કર્યું પણ તે લુખ્ખું ને ચામડી પર પરાણે કાઢેલા લીસોટા જેવું હતું.

'તમારૂં નામ?'

'મારૂં નામ . . .' જવાબ મળ્યો.

'ઉમ્મર?'

'બાવીસ.'

'વતન?'

'સાહેબ મારે ઘર નથી!'

'ક્યાં જન્મ્યા?'

ગુનેગારે ગામનું નામ આપ્યું.

'જ્ઞાતિ?'

'બ્રાહ્મણ.'

મેજીસ્ટ્રેટે કલમ જરા અટકાવીને કારકૂન સામે જોયું. આંખમાં વિજળી હોય ને તેનાથી ચાવી દેવાતી હોય તેમ કારકૂન બે સદી પહેલાંનો જુનવાણી અવાજ કાઢીને, ગામડાંની નિશાળે બેસીને 'એ ક ડે એ ક'નો પાઠ બોલતો હોય તેવી રીતે અપરાધનું સ્વરૂપ કહેવા મંડયો. તેમાં 'કાયદો' 'સ્થાપિત સરકાર' ને 'અશાંતિ' ત્રણ જ શબ્દો બરાબર સંભળાયા.

'અજવાળું આવવા દો' કારકૂને પૂરું કર્યું ત્યાં મેજીસ્ટ્રેટે બારી તરફ ફરીને પોકાર કર્યો. એ નો એ તીખો ચીડિયો થાકેલો અવાજ. જાણે બોલવું એ કંટાળો છે, જીવન એ કંટાળો છે, કલમ કંટાળો છે, લખાણ કંટાળો છે, અને આપણે ખુરશી પર બેઠા રહીએ, ઉપરથી પોષણપૂરતો ગળ્યો મધુર કે ખાટો અથવા તીખો રસ આવ્યા કરે, મોંમાં પડે ને એમ ને એમ જીવન પૂરું થાય—એવી એવી નોકરિયાત ફિલસૂફીનો જીવડો જેવો અવાજ કરે તેવો અવાજ મેજિસ્ટ્રેટે કર્યો. 'અજવાળું આવવા દો!'

અને તરત જ એ શબ્દોની પાછળ 'દૂર ખસો, હટો' 'ઇસકુ હટા દે' 'ઉસકુ હટા દે' 'કયું નહિ હટતે?' એવા એવા સલ્તનતની શોભામાં અભિવૃદ્ધિ કરનારા વિવેકી શબ્દોથી સપાઇસફરાં ગાજી ઊઠયાં.

'તમારે કાંઈ કહેવું છે?'

નારું સાદું ને સાચું સ્મિત કર્યું. તીખાશ કે કડવાશ વિના જવાબ વાળ્યો:

'ના.'

'બચાવ કરવો છે?'

'ના.'

—અને તરત જ કોણ જાણે કયાંથી—મેજિસ્ટ્રેટની ખુરશી પાસેથી જ—'ઈન્કીલાબ ઝીન્દાબાદ'નો અવાજ આવ્યો. મેજિસ્ટ્રેટે કંટાળીને પાછળ જોયું. એનો નાનો છોકરો ઊભો થઇને બોલી રહ્યો હતો: 'ઇન્કીલાબ ઝીન્દાબાદ.' હમેશાં કૉર્ટમાં ગુપચુપ બેસી જવાની તેને ટેવ હતી, અને હમેશાં કૉર્ટમાં પોતાના બાપા સવાલજવાબ કરે તે પછી આમ બોલાતું તેણે સાંભળ્યું હતું, પણ આજે કોઈ બોલ્યું નહિ, એટલે પોતે એ બધાની ભૂલ સુધારે છે એમ ધારીને શાબાશી મળવાની આશાએ તે બોલી ઊઠયો હતો: 'ઈન્કીલાબ ઝીન્દાબાદ!'

મેજિસ્ટ્રેટ સાહેબની ખુરશી પાસે બેઠેલા ફોજદાર સાહેબ, હમેશની ટેવને લીધે, બૅામ્બ પડયો હોય તેમ અર્ધા બેઠા જેવા થઇ ગયા. પણ મેજિસ્ટ્રેટના નાના છોકરાને જોઇને, તે પાછા બેસી ગયા!

'લછમનસિંહ!' મેજિસ્ટ્રેટે બૂમ પાડી.

'જી!'

'ઉસ છોકરે કુ ઘર ભેજો. ઉસકુ ભી, પાંચ ફટકા લગાને કી શિક્ષા ચહીએ.'

'પણ સાહેબ,' અપરાધી જુવાન બોલ્યો 'નવ વર્ષની નીચેના છોકરા માટે માબાપને શિક્ષા થાય છે.'

'ત્યારે ફોઝદાર સાહેબને કહીએ મને પાંચ ફટકા મારે!'

પ્રેક્ષક, અપરાધી, પોલીસ અફસરો સૌ હસી પડ્યા. કદાચ, અત્યાર સુધીના ભારેખમ વાતાવરણમાં માણસો બેઠાં છે–એક બીજાની સાથે હમેશના રહેવાવાળા, એ ભાન હમણાં જ સૌને થયું હોય તેમ લાગ્યું.

લછમનસિહ મેજિસ્ટ્રેટના છોકરાને લઇને ચાલ્યો, પણ છોકરાના મનમાં અપરાધ જેવું કાંઈ વસ્યું ન હતું, ને આવી રીતે અપરાધીની પાછળ સિપાઇ ચાલે છે, ત્યારે 'ઇન્કીલાબ ઝીન્દાબાદ'ની બૂમો તેણે સાંભળી હતી, એટલે તે તો પગથિયાં ઊતરતાં 'ઇન્કીલાબ' એમ જુસ્સાથી બોલી ઊઠ્યો ને ઉભેલા લોકોએ 'ઝીન્દાબાદ' પોકારી તેની બૂમ ઝીલી લીધી.

વાતાવરણમાં જોઇએ તે કરતાં વધારે આનંદ ફેલાય છે, તે જોઇને મેજિસ્ટ્રેટ સાહેબ એકદમ કંટાળેલો ચહેરો કરીને 'અજવાળું આવવા દો' એમ બૂમ પાડીને, બીજા અપરાધીઓને ઠંડે કલેજે નિયમિત પ્રશ્નો કરવા લાગ્યા:

'તમારૂં નામ?'

'બાપનું નામ?'

'વતન?'

'ઉમ્મર?–'

'ધંધો?–'

—અને એ ને એ–વકીલ સાહેબો જે ચાર પાંચ પ્રશ્નોના જ સાચા જવાબો અસીલો પાસેથી અપાવે છે તે–ક્રિયા ચાલી. મેજિસ્ટ્રેટ સાહેબ પોતાના છોકરાનો વિચાર કરતા હતા, છતાં જ્યારે અપરાધીએ કહ્યું કે, મારું નામ

ઈન્કીલાબ, બાપનું નામ ઝીન્દાબાદ, વતન જ્યાં જ્યાં અન્યાય હોય ત્યાં, ઉમ્મર અમરયૌવન, અને ધંધો જૂનાં ખોખડધજ છાંયો ન આપે તેવાં ઝાડવાં પાડવાનો– ત્યારે મેજિસ્ટ્રેટ સાહેબ પણ કંટાળા ભરેલું હાસ્ય કર્યા વિના રહી શક્યા નહિ.

આટલી ક્રિયાપૂરી થઇ કે તરત હાથથી ચશ્મો સરખો કરતા, બુંઠી મૂછવાળા, ઝુલણ હાથી જેવા સરકારી વકીલ ઊભા થયા પોલીસ અફસરને સવાલ પૂછ્યો:—

'આ જે ચલવલ ચાલી છે તેથી તમારે ત્યાં શાંતિ છે કે અશાંતિ?'

'અશાંતિ સાહેબ.'

'બહુ છે કે થોડી?'

'બહુ.'

'બહુ એટલે શું?'

'બહુ એટલે ઘણી.'

'ઘણી શબ્દથી તમે શું કહેવા માગો છો તે બરાબર સમજાવો.'

અને તરતજ પોતાનો ચશ્મો સરખો કરી, અપરાધીઓ તરફ એક નજર નાખી, સરકારી વકીલ પાછા ઝૂલવા માંડયા.

હવે મહાભાષ્યકાર પણ મોંમાં આંગળી નાખે તેવી ચતુરાઇથી પોલીસ અફસર 'ઘણી' શબ્દની વ્યાખ્યા કરવા લાગ્યો:

'ઘણી અશાંતિ છે એટલે બહુ જ અશાંતિ છે.'

સરકારી વકીલ તરત જ બોલ્યા: 'તમે બહુ 'જ' કહો છો?—'જ' ઉપર કોઇ વૈયાકરણીને સ્વપ્ને પણ આવેલો નહિ એટલો ભાર વકીલ સાહેબે મૂકયો. કદાચ 'જ' અક્ષરની વચ્ચે જે મીંડું દેખાય છે તે જાણે કોઇએ હથોડો મારી મારીને સાંણશીથી પકડીને વળાક આપ્યો હોય તેવું છે, તે આવા આવા પ્રસંગોને લીધે જ આવ્યું હશે. ખરેખર, 'જ' બિચારો કમનસીબ અક્ષર લાગે છે.

'હા જી. બહુ જ—ઘણી જ—અશાંતિ છે.'

'ઠીક વારૂ' સરકારી વકીલે દાઢીએ હાથ ફેરવ્યો, ને દાઢીએ વાળ નહિ હોવાથી, ભોંઠા પડેલા હાથને મન મનાવતા હોય તેમ બીજા હાથથી ચોળવા લાગ્યા—શબ્દ સંભારતા હોય તેમ, અથવા સાબુથી હાથ ધોતા હોય તેમ.

'ઠીક વારૂ, આવી અત્યંત જ અશાંતિ તમે કયારે ય જોઇ છે ખરી?'

'જી ના. મારી પાંત્રીસ વર્ષની નોકરી દરમિયાન નહિ.'

'વારૂ, આવી અત્યંત જ અશાંતિ તમે કયારે ય જોઇ નથી?'

'જી ના.'

'હવે તમને એમ લાગે છે કે અત્યંત જ અશાંતિ દબાવી ન દઇએ તો લોકોને નુકસાન થાય.'

'જી હા.'

'વારૂ, આ અશાંતિ ન દબાવીએ તો શું થાય?'

'તો લોકોને નુકસાન થાય.'

'ત્યારે આ અત્યંત જ અશાંતિ દબાવવા માટે જ તમે સખ્તાઇ કરેલી?'

'અત્યંત જ' એમ પાંચેક વાર બોલવાથી જાણે અશાંતિ વધી હોય તેમ, કોર્ટની પાછળના વરંડામાંથી કમબખ્ત ગધેડું ભૂકયું.

હવે હું ગધેડાશાસ્ત્રમાં પ્રવીણ નથી એટલે કહી ન શકું, પણ ગધેડાં જે જાતની અશાંતિ ફેલાવે છે તે ઘણી ભયંકર હશે તેથી જ મેજીસ્ટ્રેટ સાહેબે 'ગધેડાં' વિષે સિપાઇઓનું ધ્યાન ખેંચવા બારી તરફ નજર કરી: ને ત્યાં ઉભેલા લોકોને જોઇને નિયમ પ્રમાણે 'અજવાળું આવવા દો' એમ બોલી ઊઠ્યા.

'ઉસકુ હટ્ટા દો' એવી જમાદારે એક બૂમ મારી. અને 'ઉસકુ' એટલે 'ગધેડેકુ' કે 'માણસકુ' એમ સિપાઇને ખબર નહિ પડવાથી, તે માણસને હઠાવીને પછી ગધેડાને હઠાવવા દોડયો. હજી, એમ તો, માણસો પ્રત્યે, સિપાઇ સકરાં, ગધેડાના કરતાં વધારે માનભરી દૃષ્ટિથી જુએ છે, એટલે જ માણસોને હઠાવ્યા પછી તે ગધેડાને હઠાવવા દોડયો. અને એની આ માણસાઈ પર ફીદા થયું હોય તેથી માનપત્ર આપતું હોય તેમ એક કૂતરૂં પણ ભસતું ભસતું તેની સાથે દોડયું!

'ઠીક વારૂ,' ગધેડું ભૂંકતું બંધ પડયું ત્યાં સરકારી વકીલ બોલ્યા: 'એટલે તમને લાગે છે કે કાયદાથી સ્થાપિત થયેલી સરકારને ઉથલાવી પાડવા જે ઘણા જ નાખુશ દેખાવો થાય છે, તે ઘણા જ નાખુશ દેખાવો દાબી દેવા માટે, તમે જે કર્યું તે તે સમયને માટે જરૂરનું હતું?'

'જી હા.'

'તમે સખ્તાઈ વાપરેલી?'

'ના, અમે જરૂર જેટલું જ બળ વાપરેલું—'

'તમે આ નાખુશ દેખાવો દાબી દીધા ન હોત તો શું થાત?'

'તો લોકો ઉશ્કેરાઇ જાત, ને પતંગિયાની પેઠે મરી જાત!'

'લોકો ઉશ્કેરાવાથી શું થાય?'

'તોફાન થાય.'

'તોફાન શી રીતે થાય છે?'

'લોકોના ઉશ્કેરાવાથી.'

'લોકો ક્યારે ઉશ્કેરાય છે?'

'આવા નાખુશ દેખાવો જોવાથી.'

'આવા નાખુશ દેખાવો કોણ કરે છે?'

પોલીસ અફસરે એક પછી એક નામ દઇને અપરાધીઓને ગણાવ્યા.

'ઠીક વારૂ, ત્યારે આ અત્યંત જ અશાંતિ, આ અત્યંત જ નાખુશ દેખાવો કરનારા, આ અત્યંત જ અશાંત લોકોને આભારી છે, એ સાચું કે ખોટું?' સરકારી વકીલ 'જ' ઉપર ખૂબ ભાર દેતા ગયા. બિચારો 'જ'!—બે ચાર વર્ષમાં તદ્દન સાફ થઇ જશે—બહુ ભાર આવવાથી દેખાવ વિનાનો સપાટ બની જશે.

'સો ટકા સાચું!' પોલીસ અફસર ફુલાઇને બોલ્યા. સો ટકા બોલતાં તેમને સો ટચ સોનાના સ્પર્શ જેવો આનંદ થયો.

એટલે સરકારી વકીલે પોતાની તપાસ પૂરી થયાનું

જાહેર કર્યું. મેજિસ્ટ્રેટ સાહેબ તરત ઊભા થયા ને પોતાની 'ચેમ્બર' માં ચાલ્યા ગયા.

થોડી વાર પછી બહાર આવ્યા ત્યારે એમનો જીવન ભરનો સંગાથી કંટાળો સાથે જ બહાર આવ્યો.

'અપરાધી નં.          ' એમ ધીમેથી બોલી, અપરાધીઓને સજા ફરમાવીને જરા સ્મિતભર્યું મોં અપરાધીઓ સામે ફેરવી, મોટા કામની મુશ્કેલીમાંથી છૂટયા હોય તેમ તે તરત રવાના થઇ ગયા. બિચ્ચારા! વહુનું મોં આ અશાંતિના સમયમાં સવારે સાડાઆઠ વાગે જોતા. અને પછી છેક સાંજે સાડાચારે! પછી જીવનસંગાથી કંટાળો જ સાથે ફર્યા કરે એમાં શી નવાઇ?

卐

રાત્રે મેજિસ્ટ્રેટ સાહેબ વાળું કરીને સૂતા હતા ત્યારે, અચાનક કોણ જાણે કેમ, પણ કદાચ દરેક નરમ વસ્તુ બહુ સુંવાળી હોવાથી, ઘણી જ સહેલાઇથી કઠણમાં કઠણ પદાર્થ સાથે પોતાનો મેળ સાધી શકે છે તેથી, કે ગમે તેમ પણ મેજિસ્ટ્રેટ સાહેબના અંતઃકરણમાં પેલા જુવાન અપરાધીનું સાચું નિર્દોષ સ્મિત ભર્યું મોં ઉગી નીકળ્યું. ખાટલામાં પડયા પડયા પોતાના નાના બચ્ચા સાથે વાતો કરતા કરતા તે બીજી અનેક આડીઅવળી વાતો કરવામાં પડયા, પણ કેમે કરીને પેલા જુવાનનો ઝુલ્ફાંવાળો, ખુશનુમા ચહેરો તેની નજરમાંથી ખસે નહિ.

'લછમનસિંહ!' તેમણે બૂમ મારી. એ જુવાનની વિશેષ હકીકત જાણવાની ઇચ્છાથી તેમણે લછમનસિંહને બૂમ મારી. પણ લછમનસિંહ ત્યાં હતો નહિ.

'આજે બિચારા કેટલા જુવાનોને તમે સજા કરી ?–એમને માબાપ કાંઇ નહિ હોય ?'–કહેતાં ક ને મેજિસ્ટ્રેટ સાહેબનાં પત્ની આવ્યાં. તેમની સોનાની બંગડીનો રણકાર મેજિસ્ટ્રેટના અંતઃકરણને કવિતાના શબ્દ જેવો મધુર લાગ્યો.

'આજે તો બા, એક છોકરો એવો સરસ હતો–પેલો ઝુલ્ફાંવાળાનો–અને ઝુલ્ફાંવાળો જુવાન પોતે પણ—'

'હા, હા. એનાં બિચારાનાં સગાં ખોબે પાણીએ રડતાં હતાં. કેવો સુંદર છોકરો હતો !'

મેજિસ્ટ્રેટ સાહેબ બગાસું ખાઇ, વાતને આડીઅવળી કરવા લાગ્યા. વખતે અંતઃકરણ ઢીલું પડે ને આવી એશ-આરામની જગ્યા છોડવાની કુબુદ્ધિ જાગી ઊઠેઃ અથવા ન્યાય પ્રમાણે કરવા જતાં, સત્તાધીશોનો ખોફ વહોરી, કોઈ રણ-વાટમાં બદલી થઈ જાય !

એટલામાં તો એનો નાનો છોકરો, આ અનુકૂળ વાતાવરણ જોઈ, પોતાના જીવનની મસ્તી ઠલવતો હોય તેમ, વાવટો લઈ ઓરડામાં ફરવા લાગ્યોઃ

'ઈન્કીલાબ ઝીન્દાબાદ ! ઈન્કીલાબ ઝીન્દાબાદ !'

મેજિસ્ટ્રેટ સાહેબનાં વહુ હસવા લાગ્યાં; પણ મેજિ-સ્ટ્રેટ સાહેબ, જરાક ગભરાતા ગભરાતા બોલ્યા 'રહેવા દે હવે, બેસી જા. બહુ રમતાં શીખ્યો છે. કોર્ટમાં પણ બૂમ પાડે છે !'

'હવે એમાં તમારૂં શું જાય છે ? છોકરૂં છે તે રમે નહિ ?'

'આ તે કાંઈ રમત છે?–આ તો અગ્નિની રમત છે.' પાછળની નદીમાં રેતીના મેદાનમાં જુવાનીઆ 'ઈન્કીલાબ ઝીન્દાબાદ!' બૂમ મારી રહ્યા હતા.

અને ઊછળી ઊછળીને મેજિસ્ટ્રેટનો ૭ વર્ષનો છોકરો તેમને જવાબ આપતો હોય તેમ ઓરડામાં ઘૂમાઘૂમ કરી રહ્યો હતો.

ઘડીભર મેજિસ્ટ્રેટ સાહેબ શાંત થયા. એમનાં વહુ ખાટલા ઉપર એમની પાસે બેઠાં.

'તમને શું લાગે છે? આ લડાઈનું પરિણામ શું આવશે?'

'લડાઇનું પરિણામ ગમે તે આવે–' મેજિસ્ટ્રેટ સાહેબ જરા ગળગળા થઇને બોલ્યા. પાછળ નદીમાં ઈન્કીલાબનો અવાજ દૂર દૂરના પડઘાના પડઘા જેવો આછો થતો જતો હતો. અને કોઈ માણસ ગજબની વાંસળી વગાડી રહ્યો હતો.

'પરિણામ ગમે તે આવે . . .' મેજિસ્ટ્રેટ બોલ્યા–બોલતાં અચકાયા. પણ તેમના નબળા હૃદયમાં એક વાત ઊગી હતી. 'પેલા ઝુલ્ફાવાળા જુવાન જેવાં બલિદાન અફળ જાય–તો પછી સત્ય, શ્રદ્ધા, ઈશ્વર–' અને તે મુંઝાવા લાગ્યા. તેમની કોર્ટમાં હમેશાં દૂધ હોઠ ઉપરથી ન સૂકાયું હોય તેવા, જુવાન બાળકો આવતાં હતાં: જેના હૃદયમાં ક્યાંય કટુતા ન હોય–જે સર્વ દોષ પ્રણાલિકા ઉપર ઢોળી પ્રણાલિકા સાચવનાર વ્યક્તિને સાધારણ મનુષ્યની જેમ જ નિહાળતા હોય, તેવા મધુર૦ જુવાનો પણ આવતા હતા. આજે એ બધું દૃશ્ય તેમની સામે ખડું થયું.

'પરિણામે ગમે તે આવે–શું તમે કહ્યું ?'–મેજિસ્ટ્રેટ સાહેબનાં પત્ની બોલ્યાં.

'પરિણામ ગમે તે આવે–હાર થાય, જીત થાય ગમે તે થાય–પણ આ છ છ વર્ષનાં છોકરાં આજથી દસ વર્ષે સામી છાતીએ રણમાં પડશે–અને–આ આપણો જ છોકરો–એક દિવસ હણાઈ જશે.'

બહારથી પગરખાંનો અવાજ આવ્યો. 'ઈન્કીલાબ ઝીન્દાબાદ'ની બૂમ પડી, ને પટાવાળાએ આવીને કહ્યું કે 'છ જુવાનો પકડાયા છે.' મેજિસ્ટ્રેટ કંટાળીને બહાર નીકળ્યા. હથિયારબંધ સિપાઇઓએ સલામ કરી: અને તેમની વચ્ચે મેજિસ્ટ્રેટે દૂધમલ જુવાનોને ઉભેલા જોયા.

સિપાઇઓને સૂચના આપી વિદાય કર્યા અને મેજિસ્ટ્રેટ પાછા ઘરમાં આવ્યા.

'આપણો આ છોકરો હણાઈ જશે ?'–મેજિસ્ટ્રેટનાં પત્નીએ નાનો છોકરાનો હાથ પકડી રાખી ગળગળે અવાજે પૂછ્યું.

મેજિસ્ટ્રેટ છોકરા તરફ ફર્યા: 'શંકર ! તું મોટો થઈ ને મારા જેવો મેજિસ્ટ્રેટ થાય ત્યારે શું કરીશ ?'

છોકરો જવાબ આપે તે પહેલાં લછમનસિંહ અંદર આવ્યો.

'લછમનસિંહ, હમણાં વાંસળી કોણ વગાડતું હતું ?' શંકરે પૂછ્યું.

'અલ્યા તું ?' મેજિસ્ટ્રેટ બોલ્યા.

'જી હા.'

'લાવ, મને વાંસળી દે.' કહીને શંકર તેને વળગ્યો,

ને ખીસામાંથી વાંસળી કાઢવા જતાં તિલક મહારાજનો ચાંદ નીચે ઢળી પડયો. વધારે જોર કરીને શંકરે વાંસળી ખેંચી ને શિવાજી મહારાજનો ચાંદ નીચે પડયો.

મેજિસ્ટ્રેટ જોઈ રહ્યા: 'અલ્યા તું નોકરીમાંથી નીકળી જશે હો!' લછ્મનસિંહે શંકરના હાથમાં વાંસળી જવા દીધીઃ તે સજળ નેને બોલી ઊઠયોઃ 'સાહેબ! હું પણ મરાઠો છું. આટલું તો કરું? જેમણે મારા દેશને જીવન આપ્યું તેનું નામ તો પાસે રાખું!'

'અલ્યા, પેલો આજ વાળો જુવાન કોણ હતો?'

'પેલો ઝુલ્ફાંવાળો!–' શંકર બોલ્યો.

'પેલો,—જેની પાસે બહુ રડારોળ થઈ હતી તે–' મેજિસ્ટ્રેટનાં પત્ની બોલ્યાં.

'સાહેબ, એ મિઠ્ઠો જુવાન તો કોઇ અજબ માણસ છે. આપણા ફોઝદાર સાહેબે એક વખત એક બાઈ પર હુમલો કર્યો ત્યારે તેણે એકલે હાથે પાંચ જણને રોકયા હતા. એવો નરમ દેખાય છે પણ કયાંય અન્યાય દીઠો કે તરત પતંગિયાની પેઠે પડે છે.'

'અરેરે, એવાને કેદમાં શું કરવા મોકલો છો?'–મેજિસ્ટ્રેટનાં પત્ની બોલ્યાં. શંકરે તેની માનો હાથ પકડયો.

'મા હું કહું તને–મારા બાપુએ પૂછયું કે હું મોટો થઇને શું કરીશ?–હું કહું તને?'

'હા, કહે.'

'હું મોટો થઇને ઇન્કીલાબ ઝીન્દાબાદ કરીશ, પછી મારા બાપા મને સજા ફરમાવશે. પછી તું રોજે. પછી હું કહીશ કે રૂઓ છો શું? પછી તમે સૌ બોલજો

'ઇન્કીલાબ ઝીન્દાબાદ.' લછમનસિંહ તું પણ બોલજે—તને સજા નહિ થાય—તું પણ બોલજે—'

મેજિસ્ટ્રેટ સાહેબ હસી પડયા પણ તરત જ તેમના અંતઃકરણમાં એક ઊંડો મર્મભેદી ઘા પડયો: 'આ છોકરો દસ વર્ષ પછી ગોળીએ વિંધાશે—અરેરે!—'

'સાહેબ, આ એક આપું?' લછમનસિંહ તક જોઇને બોલ્યો.

'શું છે?'

'આ ગુલાબનું ફૂલ. પેલા જુવાન કેદીએ શંકરભાઇને માટે આપ્યું છે.'

મેજિસ્ટ્રેટ ગંભીર બની ગયા: 'લછમનસિંહ, પેલી બારી ઉઘાડ, ને દીવો કર.' હમેશની ટેવ પ્રમાણે તેનાથી ઉમેરાઇ ગયું: 'અજવાળું આવવા દો.'

શંકરે ઠેકડો મારીને ગુલાબનું ફૂલ લઈ લીધું.

# પરશુરામ

## (નાટક)

**સ્થળ:** નર્મદાનો તીરપ્રદેશ  **સમય:** સૂર્યોદય

[ વનરાજિની સુંદર પરંપરામાં ભગવતી નર્મદાનો વાંકોચૂંકો પટ શોભી રહ્યો છે. તાપસીના વેષવાળી બે સ્ત્રીઓ ફૂલો ચૂંટતી દેખાય છે. એક રેણુકા છે. બીજી તેની સખી સુવર્ણા. છેલ્લા પગથાર પર આવેલા યૌવનને રેણુકા કાંઇક વધારે લાલસાથી પકડી રહી હોય તેવું એનાં ચપળ નેત્રો અને રમતભરેલાં અવયવો કહી આપે છે: પ્રવેશ કરતા યૌવનને નાથવા મથતી સુવર્ણા વધારે શાંત ને વિચારવંત દેખાય છે. ]

**રેણુકા:** સુવર્ણા! આ ઋતુમાં રેવાતટ તો ફૂલોથી મહેકી રહેવાનો. પેલી અતિમુકતાવલીની વેલ તો જો!

**સુવર્ણા:** (ફૂલ ચુંટતી ચુંટતી) હાસ્તો.

**રેણુકા:** આવો સુંદર તીરપ્રદેશ હોય, ફૂલની સુગંધથી વાતાવરણ સભરભર્યું હોય, નદીનાં પાણી ચાલ્યાં જતાં હોય

ત્યારે તો... (અટકે છે. નદીને ઉપલાણે કેટલીક સ્ત્રીઓનો અવાજ સંભળાય છે.)

સુવર્ણા: ત્યારે તો? કેમ અટકયાં?

રેણુકા: ત્યારે તો, અલી! શું ગમે?

સુવર્ણા: (જરાક હસીને) નહાવાનું.

રેણુકા: એકલાં?

સુવર્ણા: (ઠાવકી રીતે) ના રે બ્હેન! એકલાં હોય? તમે સાથે હો તો મજા પડે. (કાંઇ સમજતી ન હોય તેમ ફૂલ ચુટયાં કરે છે.)

રેણુકા: (મનમાં ખીજાય છે. સ્વગત:) મૃગલાંના ને ગાયોના હમેશના સહવાસથી છોડવાને પાણી પાઇ પાઇને શરીર નીચોવી નાખવાથી, અને વસ્ત્રાભૂષણ, સુગંધ, લેપ વગેરે રસજીવનને પોષનાર વસ્તુઓનો ત્યાગ કરી એકલી વૃક્ષની છાલ પહેરવાથી મનુષ્ય કેવું નીરસ બની જાય છે! (મોટેથી) તું આવી નીરસ કેમ છો? આ ઋતુમાં તો કોઈ રસિક પ્રિયતમની સંગે જાણે જલની રમત કર્યા જ કરીએ એવું થાય છે. કાં અલી!

સુવર્ણા: (તેની સામે આશ્ચર્યથી જૂએ છે: તેના બોલેલા બોલ મનમાં ઘૂંટે છે: કો...ઈ રસિક પ્રિયતમની સંગે.. કો..ઈ..અહો! ઋષિપત્ની! પછી મોટેથી ..કટાક્ષ કરતી હોય તેમ) પણ એવું સ-રસ જીવન મારા ભાગ્યમાં કયાંથી હોય?

રેણુકા: (મનમાં ખીજાય છે) જડ! પાષાણ મૂર્તિ! (મોટેથી) સુવર્ણા, તને જીવનના ઉલ્લાસની બહુ ગમ નથી લાગતી.

**સુવર્ણા:** ( શાંતિથી ) મને નાં ? હાસ્તો. પહેલેથી જ, રડ્યું, વિલાસની ખબર નહિ, અને ઉલ્લાસ . . . એ તો આપણાથી બહુ દૂર છે !

[ રેણુકાનો ચહેરો ક્રોધથી લાલચોળ થઈ જાય છે. તે મનમાં ને મનમાં શમશમી રહે છે: 'મૂર્ખી ! આ . . પ . . ણાથી બહુ દૂર છે. તારાથી બહુ દૂર હશે. મારા જીવનમાં તો ઉલ્લાસ જ ભર્યો છે.' તે વિલાસભરેલી રીતે પોતાના વાળ સમારે છે. દૂર અઢળક કેસુડાંથી ઢંકાયેલા એક ખાખરાના ઝાડ પર તેની દૃષ્ટિ જાય છે: 'શું જીવનવસંત ખીલી છે !' ]

**સુવર્ણા:** ( વાત બદલાવવાના હેતુથી ) એક નવી વાત કાલે પરશુરામે કહી તે સાંભળી કે ?

**રેણુકા:** ( ધીમેથી ) શું ?

**સુવર્ણા:** રાજા કાર્તવીર્ય પાસે અગ્નિદેવે ભિક્ષા માગી છે—

**રેણુકા:** કે–

**સુવર્ણા:** કે શું ? અગ્નિદેવને ઘૃતની લાખો ને કરોડો આહુતિઓ મળી છે. એનું શરીર રોગી બન્યું છે. ને એણે માગ્યું કે મને વનદહન કરવા દ્યો . . .

**રેણુકા:** ઍરર ! પછી ?

**સુવર્ણા:** કાર્તવીર્યે ભિક્ષા આપી, એમ સંભળાય છે.

**રેણુકા:** હેં ! અરર ! કેટલા ઋષિમુનિઓના આશ્રમ

ભસ્મ થાશે. નિર્દોષ હરણાં! કેવાં કેવાં સરસ્વતીમંદિરો! રાજાને આવું ક્યાંથી સૂઝયું?

સુવર્ણા: કહે છે કે ઈંદ્રને પણ ધમકાવીને તેણે મેઘરાજાને પાછા વાળ્યા: ને અગ્નિદેવે નિશ્ચિંત મને વનદહન કર્યું.

રેણુકા: અરેરે! કીર્તિ માટે આવો અઘટિત સંહાર કરાવ્યો?

સુવર્ણા: ધન યૌવન સત્તા અને યશની ઇચ્છા એ ચારે પાપ ભેગાં થાય ત્યારે પૃથ્વી રસાતાળ જાય છે.

રેણુકા: પૃથ્વી તો રસાતાળ જાય ત્યારે, પણ અત્યારે તો હજારો નિર્દોષ બ્રાહ્મણ કુટુંબો નિરાધાર થઈ પડયાં છે. પ્રભુ! પ્રભુ!

[ બન્ને જણીઓ ઘડીભર મુંગે મોંએ ફૂલો વીણતી આગળ ને આગળ વધે છે: નદીના તીરપ્રાંતમાં ઉપલે કાંઠે સ્ત્રીઓનો કોલાહલ વધતો જાય છે: રેણુકા આગળ છે તે એક આંબાના ઝાડને અઢેલીને કુતૂહલવૃત્તિથી આંખ આડે હાથ રાખી દૂર જૂએ છે. ]

રેણુકા: (સુવર્ણાના શબ્દો સંભારીને વનદહન વિષે વિચાર કરે છે.) સુવર્ણાએ કહ્યું તે સાચું છે. ધન —યૌવન (દૂર કોઈ સ્વરૂપવાન ગંધર્વને અપ્સરા સાથે ફરતો જૂએ છે)—કેવું સુખી યુગલ! ઋતુ ઋતુના યથેચ્છ વિહાર.. આ તો ચિત્રરથ ગંધર્વ લાગે છે. . ઠી. . ક.

[ પાસેની ડોલરની સુગંધી કળી પર ભ્રમરનો ગુંજારવ સાંભળે છે. તેની તરફ રેણુકા જોઇ રહે છે. આંબાની ડાળમાં ઉપર

કોયલ ટહૂકે છે. દૂરથી મયૂરનો મેઘના જેવો કેકારવ સંભળાય છે. પેલા સ્વરૂપવાન ગંધર્વને પકડવા બીજી કેટલીક અપ્સરાઓ પાછળથી દોડતી દેખાય છે. રેણુકા આખે શરીરે અસહ્ય રોમાંચ અનુભવે છે ને સુવર્ણાને જોવા માટે આસપાસ નજર ફેરવે છે. સુવર્ણાને એક ફૂલછોડ તરફ પોતાથી દૂર જતી જૂએ છે ]

**રેણુકા:** (સ્વગત) ગઈ નાં? .. યૌવનને બાંધવામાં સંયમ છે એવું ઉલ્લાસહીન બોલવાની, એ જડમૂર્તિને ટેવ છે!..

[ગંધર્વ ચિત્રરથ અને અપ્સરાઓ જલક્રીડા કરવા નર્મદામાં પ્રવેશ કરે છેઃ છૂટાં ઝુલ્ફોમાં અનેક ચંદ્રમુખી સ્ત્રીઓ પાણીમાં તરે છેઃ અરસપરસ જળ ઉડાડે છેઃ ને ચિત્રરથને પાણીના વરસાદથી મુંઝવીને સૌ હસે છે. ]

**રેણુકા:** (આસપાસ સુવર્ણાને જોતી) એ તો દૂર છે એ સારું થયું, અરેરે! જડ ઋષિ જ, મને ક્ષત્રિયાણીને જડ ઋષિને ત્યાં આપવામાં મારા પિતાએ શું સૌભાગ્ય માન્યું હશે?

[ચિત્રરથ પાણીથી મુંઝાય છે છતાં ડૂબકી મારીને પાણી ઉરાડનાર મુખ્ય અપ્સરાને પકડે છે, ને તેના રેશમી વાળનાં ગુંચળાંથી તેનું મોં પૂરી તેને હસતી બંધ કરવાની રમત રમે છે. ]

**રેણુકા:** (અત્યંત દર્દથી આંખ આડે હાથ દઈ દે છે). : અરેરે!.. ઓ જડ ઋષિ.. તેં મને સ્ત્રીને કોઈ

દિવસ રમાડી જ નહિ ! ( તે વિહ્વળ બનીને મોટેથી બૂમ પાડવા જાય છે . . ઓ પ્રિય . . ચિત્ર . . )

[ પાછળથી સુવર્ણાનો નાદ સંભળાય છે. ]

**રેણુકા:** હા . . . ય ! હવે ? આને મૂકીને પાછા છાલથી વિંટાયેલા ઋષિને જોવા કે ?

**સુવર્ણા:** ( દૂરથી તેને બોલાવે છે ) બહેન ! આવો જલ્દી આવો. એક ખેલ દેખાડું !

**રેણુકા:** ( ખીજાઇને મનમાં ) તારા પથ્થરના ખેલમાં શું હશે ?

[ પાછળ ચિત્રરથ ને સ્ત્રીઓના હસવાના સ્વરો આવે છે. રેણુકા અત્યંત કષ્ટે જવા માટે પગ ઉપાડે છે. પણ બે ચાર ડગલાં જઇને જ એક સુંદર ફૂલછોડમાંથી ફૂલ ચુંટવાના મિષે ઉભી ઉભી એકી ટશે ચિત્રરથની રમત જૂએ છે. ]

**સુવર્ણા:** ( ધીમે ધીમે રેણુકા તરફ આવતી ) કેમ બહેન ! વળી શું થંભ્યાં ?

**રેણુકા:** ( મનમાં ) તારું કપાળ . . . મૂઈ, આજે આ લપ ભેગી ક્યાંથી આવી ? ( મોટેથી ) આવી આવી, તું ત્યાં રહે, જો આટલાં ફૂલ લીધાં ને હું આવી. ( ઝપાટાબંધ ફૂલો તોડવા માંડે છે ).

**સુવર્ણા:** પરશુરામને જોયા ?

**રેણુકા:** ( ભડકે છે ) હેં ! ક્યાં ?

**સુવર્ણા:** જૂઓને, આ તરફ જ સમિધ લેવા નીકળ્યા છે.

પે . . . લા (આંગળીથી બતાવે છે) ઝાડ નીચે ફરશી લઈને બેઠા હતા.

[ રેણુકા એક નજર પાછળ નાખે છે. અને અત્યંત ક્લેશથી જવા માટે પગ ઉપાડે છે. બે ડગલાં ચાલીને કાંટો વાગવાને નિમિત્તે નીચે વળે છે. ને બે પગ વચ્ચેથી દૃષ્ટિ ફેંકે છે. ]

**સુવર્ણાઃ** આંહીં જંગલમાંથી પછી પેલી તરફ ગયા.

**રેણુકાઃ** એમ કે ? આજ તો આપણે પણ મોડું થયું.

**સુવર્ણાઃ** આ આટલો બધો ગડબડાટ શું ? ઉપર તરફ કોઈ નદીમાં નહાવા પડયું છે ?

**રેણુકાઃ** ? હશે; ચાલને આપણે શું કામ ? આજ તો ખૂબ મોડું થયું છે.

[ બન્ને જાય છે. ]

૨

**ભૃગુકચ્છની સાન્નિધ્યમાં:** ધ્યાનસ્થ જમદગ્નિ.

**જમદગ્નિઃ** ૐ હરિઃ ૐ ! બીજ ને પ્રાણનો વ્યવહાર એટલો ઓતપ્રોત છે કે બીજ ફેરવતાં જાણે પ્રાણ–ફરી જાશે ! ( કંપીને ) આહા ! આ શું જોઉં છું ? અંતે એનો ક્ષત્રિય રાજસ સ્વભાવ કૂદી રહ્યો છે. જીવન એ ગુણનું સમતતોલપણું છે એ એને ક્યાંથી ખબર ? અને હવે એ બ્રાહ્મી લક્ષ્મી ગુમાવે છે ! . . . વિદ્યાની પવિત્રતા ક્ષત્રિય-સ્વભાવ નહિ જ સમજે ?

[ રેણુકા પ્રવેશ કરે છે. ]

**રેણુકાઃ** આજ તો આટલાં જ પુષ્પો ભેગાં થઈ શક્યાં . . . અને . . .

**જમદગ્નિ:** રૂમણ્વાન તમને શોધવા નીકળ્યો છે. બહુ વાર થઇ.

**રેણુકા:** ( મનમાં ) હું પણ જીવનને નવીજ રીતે શોધી રહું છું.

**જમદગ્નિ:** આજ તો તમે સવારથી જ ગયાં છો. પુષ્પો હવે ઓછાં થયાં કે શું? તમે પુષ્પછોડને પવિત્રતાથી જાળવો છો તો ખરાં કે ?

**રેણુકા:** ( મનમાં ) જીવનનો રજ જેવડો દોષ પણ આનાથી અજાણ્યો નહિ રહેતો હોય? મારો દોષ એ જાણતા લાગે છે. ( ધ્રૂજે છે ) આર્યપુત્ર ! મારો એટ– એટલો દોષ–

**જમદગ્નિ:** ( હસીને ) એમાં દોષ શું? ભૂલ.

**રેણુકા:** ( મનમાં ) આવા મહાનુભાવ પાસે પાપ કબૂલ કરવું એ પણ પુણ્ય છે. ( મોટેથી ) ઋષિવર ! મારો દોષ તો આપને જ્ઞાત છે જ.

**જમદગ્નિ:** ( સાશ્ચર્ય ) બ્રાહ્મી લક્ષ્મીનું ઐશ્વર્ય તમે ખરે જ ગૂમાવ્યું લાગે છે !

**રેણુકા:** એટલો–દોષ . . .

**જમદગ્નિ:** ઋચીક અને સત્યવતીના અમર આત્માને દોષની છાયા સ્પર્શે એ ઠીક નહિ.

**રેણુકા:** ( ધ્રૂજતી ) મારો એટલો માનસિક . . .

**જમદગ્નિ:** માનસિક ? ( હસીને ) આંહી રાજ્યની સમૃદ્ધિ મુખ્ય મનાય છે કે મનની? તમને ક્યાં ખબર નથી કે ત્રણ ત્રણ પેઢીથી જળવાતી મનની વિશુદ્ધિ જ ભૃગુના આશ્રમનું સર્વસ્વ છે.

[ રૂમણ્વાન પ્રવેશ કરે છે. ]

**જમદગ્નિ:** પુત્ર! રૂમણ્વાન્! આ તારી માતા સામે જો! ( રેણુકા નીચે જૂએ છે. )

**રૂમણ્વાન:** કેમ પિતાજી! શું છે?

**જમદગ્નિ:** ( અત્યંત શાંતિથી ) પ્રસેનજિત્‌ની પુત્રીએ ભૃગુનો આશ્રમ ભ્રષ્ટ કર્યો છે: માનસિક વ્યભિચારથી બ્રાહ્મી લક્ષ્મી ગુમાવી છે: એનું જીવન હવે મૃત્યુથી જ વધારે સારું જીવાય. તારા હાથથી એનો જીવનપ્રવાહ પૂરો થાય એમ ઇચ્છું છું.

**રૂમણ્વાન:** ( સાશ્ચર્ય ) પિતાજી! તમે શું બોલો છો? હું માતૃહત્યા કરું!

**જમદગ્નિ:** સિદ્ધાંતની ખાતર સર્વસ્વ હોમતાં પાછો હઠે તે જામદગ્નેય ન હોય. રૂમણ્વાન! જ્યારે મૃત્યુથી પવિત્રતા જળવાતી હોય, ત્યારે દેહ એ ફેંકી દેવા જેવી ને પવિત્રતા એ જાળવવા જેવી વસ્તુ છે. એનું માથું ઉડાવી દે!

[ રૂમણ્વાન્ બેબાકળો મૂઢ બનીને ઉભો રહે છે. સુષેણ વસુ અને વિશ્વાવસુ પ્રવેશ કરે છે. ]

**રૂમણ્વાન:** ( દયાભર્યા અવાજે ) પિતાજી! માફ કરો. એ નહિ બને. એનો એવો શું દોષ છે?

**જમદગ્નિ:** દોષ? એને જ પૂછી જો ને. અથવા રહે, તને મારી ન્યાયબુદ્ધિમાં દોષ લાગે છે?

**રૂમણ્વાન:** એમ તો નહિ પિતાજી! પણ—સંકલ્પ—મન માત્ર...

**જમદગ્નિ:** મન માત્ર દૂષિત થયું એમાં શું એમ તું કહે છે? આ તારી વિદ્યા છે? તેં તો શૂદ્રની પેઠે શરીર દૂષિત થાય ત્યારે દંડ આપવો એવી ન્યાયપ્રથા ધારણ કરી

લાગે છે ! પણ–( કિંચિત્ હસીને ) વિદ્વાનપુત્ર ! બ્રાહ્મણ એટલે જ શીલ: ક્ષત્રિય એટલે શૌર્ય: વૈશ્ય એટલે સાહસ: ને શૂદ્ર એટલે સેવા. એમાંથી જે જે ચ્યુત–થાય તેનું મૃત્યુ જ થયું કહેવાય. તારી માતાએ . . . આત્માને તો મારી નાખ્યો છે; તું હવે એના દેહને મારી નાખ !

**રૂમણ્વાન:** ( શાંતિ ભરેલી દઢતાથી ) એના ચહેરામાં ઈશ્વરનો સ્પર્શ છે: હું પુત્ર છું; એ માતા છે.

**જમદગ્નિ:** ( ક્રોધથી ) વંશપરંપરાથી ચાલી આવતી બ્રહ્મવર્ચસ્‌ની ભાવના જે ન સમજે તે કોઈક દિવસ ભૃગુના આશ્રમને રાક્ષસી માયારૂપે બનાવી દે. રૂમણ્વાન, તારો નાશ થાઓ !

**રૂમણ્વાન:** જીવન આપનાર માટે જીવન હોમ્યું એનાથી વધારે સુંદર શું ? ( તે રેણુકાને પગે લાગે છે ) પિતાજી ! આપની આજ્ઞા શિરસાવંદ્ય છે ! ( તે નીચે ઢળી પડે છે: રેણુકાનો હાથ એને ટકાવવા વ્યર્થ પ્રયત્ન કરે છે ).

**રેણુકા:** ( રડતી ) ઋષિ ! ઋષિ ! પુત્ર ન મારે તો આપ જ મને શાપ આપો ને ! હું મૃત્યુ માટે તૈયાર છું. આ બાળકનું મૃત્યુ મારાથી જોઇ શકાતું નથી.

**જમદગ્નિ:** (શાંતિથી) એમ ન બને. ભૃગુઆશ્રમના ભવિષ્યના સંચાલકો જીવનની ભવ્યતા સમજનાર હોવા જોઇએ ! પુત્ર સુષેણ !

[ સુષેણ આગળ આવે છે. તે પોતાના ભાઈ તરફ જોઇ રહે છે: પિતા સામે જૂએ છે: ને રેણુકાને રડતી નીહાળે છે. ]

**જમદગ્નિ:** તારી માતાનું માથું ઉડાવી દઇને એનો માનસિક વ્યભિચારદોષ ધોઇ નાંખ !

સુષેણ: ( હિમ્મતથી ) હું એનો દોષ શું ધોઉં ? એ મારી માતા છે માતામાં રહેલી તીર્થની કલ્પના કેમ નાશ પામે ? એ જીવન્ત તીર્થ છે.

રેણુકા: ( એકદમ ) સુષેણ ! પુત્ર ! મને મારી નાખ: હું કહું છું ! . . . કે તું મને મારી નાખ. મારું મૃત્યુ આનંદથી ભરી દે, લે તું જીવતો રહીને–( તે આગળ આવી માથું ધરે છે ).

સુષેણ: ( પગમાં પડે છે ) તું જીવતી સરસ્વતી છો: આત્માને પ્રથમ શબ્દોચ્ચાર તેં પઢાવ્યો મા ! . . .

જમદગ્નિ: રૂમણવાનની દશાને . . .

રેણુકા: ( એકદમ ગાજી ઉઠે છે ) ઋષિ ! ઋષિ ! જૂઓ હું આ મરું . . . ( કેશ છોડે છે ).

જમદગ્નિ: ( શાંતિથી ) સુષેણ ! તું રૂમણવાનની દશાને પ્રાપ્ત હો ! [ સુષેણ નીચે પડે છે. ]

રેણુકા: ભૂલને વિસારવી એના જેવી બીજી પવિત્રતા નથી: ( રડે છે ) મારાં બે બાળકો ! ઓ ઋષિ ! આ ક્રૂરતાને ભવ્યજીવનનું નામ આપી હવે કોને કોને રેંસી નાખવા છે ? આવો બેટા ! વસુ ! વિશ્વાવસુ ! આંહી આવો.

જમદગ્નિ: વસુ ! વિશ્વાવસુ !

રેણુકા: ( અત્યંત દુ:ખથી ) ઓ મારા પ્રાણ હવે . . . તમે જાઓ. જાઓ, અને મારા આત્માના આત્મા જેવાં બે બચ્ચાંને બચવા દો ! ભવ્ય ઋષિ ! મારો આ પ્રાણ સ્વીકારો, એને લ્યો: અને રેંસી નાખો. પણ તમારી ભવ્યતા અખંડ રાખવા લોહીનો યજ્ઞ શા માટે કરો છો ?

**જમદગ્નિ:** ( શાંતિથી ) આત્મા અમર્ત્ય છે. અને ભાવના માત્ર બલિદાનથી જ પ્રકાશે છે.

**રેણુકા:** ( રડતી ) બે પુત્રોને યજ્ઞમાં હોમ્યા છે. હવે મને શાપ આપો: મને હોમી દ્યો. હું તમને પગે પડું છું. પણ આ છોકરાની પહેલાં મને મારી નાંખો! ( વસુ તરફ ફરે છે ) વસુ! બેટા! તું મને મારી નાંખ ને?

**વસુ:** ( રડતો ) ઇશ્વરીને કોણ મારે?

**જમદગ્નિ:** વિશ્વાવસુ! ભૃગુકુલને પવિત્ર કરો!

**રેણુકા:** ( આર્તનાદથી ) ઋષિવર! લ્યો આ દેહ . . . ( નીચે પડે છે ) વિશ્વાવસુ! બેટા! ઘા કર તો? જો તારો ઘા મને વહાલો લાગે છે!

**વસુવિશ્વાવસુ:** ( બન્ને સાથે ) પિતાજી! એના સ્પર્શથી જ અમે પવિત્ર છીએ!

**જમદગ્નિ:** રૂમણ્વાનની ગતિને પ્રાપ્ત કરો.

[ બન્ને સાથે પડે છે. રેણુકા એમને ભેટી પડે છે એટલામાં સમિધ લઇને પરશુરામ આવે છે. ]

**પરશુરામ:** ( નીચે પડેલાંને જોતાં જ સાશ્ચર્ય ) આહ! પિતાજી! આ શું છે? અને મારી માતા કેમ નીચે પડ્યાં છે! રૂમણ્વાન! ભાઈ!

[ ભાઇઓના શબ પાસે બેસી જાય છે ]

**જમદગ્નિ:** પરશુરામ! આ સર્વ તારી માતાની મનોદશાનું ફળ છે.

**પરશુરામ:** મનોદશાનું ફળ?

**જમદગ્નિ:** હા. પ્રથમ તો જાણી લે કે તારી માતાએ માનસિક વ્યભિચાર કર્યો છે. ભૃગુકુલમાં એવી સ્ત્રીને સ્થાન ન હોય. એ વંશપરંપરાની વિશુદ્ધિ જાળવવા, તારા

ભાઈઓને મેં કહ્યું કે તેનો નાશ કરો. સિદ્ધાંતનું બળ એમનાથી સમજાયું નહિ. અને તેઓ તે ન કરી શક્યા. એ ભાવના જાળવવા મેં એ બધાઓનો નાશ કર્યો છે.

**પરશુરામ:** કઈ ભાવના, પિતાજી? જેમાં પિતાપુત્રનો કુદરતી પ્રેમ તૂટે એ ભાવનામાં શી પવિત્રતા હોય શકે? પ્રેમના કરતાં વધારે પવિત્ર શું છે?

**જમદગ્નિ:** બેટા! પ્રેમના કરતાં વધારે પવિત્ર કાંઈ નથી, પણ પ્રેમ જ્યારે વિકાર પામે ત્યારે તેના કરતાં વધારે અધમ પણ કાંઈ નથી. આપણી ભૃગુકુલની પવિત્ર મર્યાદામાં દોષ ન જોઈએ.

**પરશુરામ:** પિતાજી! આ ભૂલ છે કે દોષ?

**જમદગ્નિ:** પૂછને, તારી માતાને.

**રેણુકા:** દોષ બેટા, દોષ: ભૂલ નહિ.

**જમદગ્નિ:** શરીરથી થાય તે ભૂલ: મનથી થાય તે દોષ.

**પરશુરામ:** (શરીર ટટ્ટાર કરીને અત્યંત ગૌરવથી) ખરેખર, દોષની છાયા ભૃગુકુલમાં ન જોઈએ. દોષ જ્યાંથી આવે ત્યાંથી હણવા યોગ્ય છે.

**રેણુકા:** (સહર્ષ બેઠી થઈને) મારો આત્મા છૂટકારા માટે તલસે છે. પરશુરામ! મને માર. તું મારો એક દીકરો તો જીવતો રહી જશે. બેટા! મને માર.

**પરશુરામ:** તમને મારું? માતા, તમે મરી ચૂક્યાં છો. અને આત્માને છુટકારો? બંધન તો તમે જ બાંધ્યું છે! તે તમારાથી જ છૂટે. મૃત્યુ એ બંધનનો નાશ નથી!

**જમદગ્નિ:** ભૃગુકુલનંદન ! પરશુરામ ! તું એ વાત સમજી શક્યો: પિતાપિતામહની સોંપેલી વિશુદ્ધિ એટલી જ દોષરહિત વંશપરંપરા ઉતારવી જોઇએ. એનું નામ જ જીવન. તારી માતાએ જીવન ગૂમાવ્યું છે. એણે . . . બ્રાહ્મી લક્ષ્મી ફેંકી દીધી છે ! હવે તું એને માર !

**પરશુરામ:** ( દઢતાથી હાથમાં ફરશી લે છે ) માતા ! ખરા જીવન માટે તૈયાર બનો.

**રેણુકા:** તારા હાથનું મૃત્યુ એ જ ખરું મૃત્યુ હતું ! જેમણે મને જીવનમાં બધા દોષ સાથે પૂજ્ય માની છે, તે આ રૂમણ્વાનાદિને ભેટી લઉં ( ભેટે છે ) ઓ ! કેટલા સુંદર આત્માઓ ! પાપીને પૂજીને પાપનું પણ પુણ્ય કરી નાખે ! મારા પાપ માટે એમણે કરેલા સ્વાર્પણમાં ભૃગુકુલની કેટલી વિશુદ્ધિ ઝળકી રહી છે ! . . . ( ચૂમે છે ). બેટા રૂમણ્વાન ! સુષેણ ! સુખે સૂઓ ! તમારી સુખભરી નિદ્રા જ તમારા આત્માનું ગૌરવ દર્શાવે છે . . . . ચાલો . . . હવે ( બેઠી થાય છે ). આવ બેટા ! પરશુ ! તારા હાથમાં ફરશી પણ કેવી રૂપાળી લાગે છે. આવ હું તૈયાર છું.

**પરશુરામ:** ( નરમ પડી જાય છે ) માતા ! તમારો ખોળો તો હું પણ નથી ભૂલ્યો હો !

**રેણુકા:** ( હસીને ) એ હું જાણું છું બેટા ! તું નાનપણથી જ મને સૌથી વહાલો છે !

**પરશુરામ:** ભૃગુઆશ્રમમાં તમે જીવન્ત કલંકરૂપે રહો, એ કરતાં વિશુદ્ધિના બલિદાનરૂપે રહો એ તમારું ખરું જીવન છે.

રેણુકા: બેટા મને જીવન આપ !

[પરશુરામ ફરસી ઉપાડે છે: રેણુકાનું માથું ઉડી જાય છે: લોહીના પ્રવાહથી જમીન ભીની થાય છે.]

**જમદગ્નિ:** ધન્ય છે ! ધન્ય છે ! આવા પુરુષો સિદ્ધાન્તને આખી પૃથ્વીમાં સ્થાપી શકે છે. હું ખરેખર પ્રસન્ન છું. તું મારી પાસે કાંઈક માગી લે.

**પરશુરામ:** સિદ્ધાંતના કાંટા ઘસવા માટે તો સ્નેહની હુંફ જોઈએ. પિતાજી ! મારી માતા જેવી બીજી કોની હુંફ હોય ? આપને હું પૂજું છું: એને હું ચાહું છું, એક વાર એ ખોળામાં બેસાય તેવું કરો.

**જમદગ્નિ:** તથાસ્તુ !

**પરશુરામ:** અને આ મારા ભાઈઓ પણ જીવે !

**જમદગ્નિ:** તથાસ્તુ.

**પરશુરામ:** પિતાજી ! આપે મારા જીવનમાં યુદ્ધનો રસ રેડયો છે. બ્રાહ્મી લક્ષ્મી માટે આપે માતૃહત્યાનું તત્ત્વજ્ઞાન દર્શાવ્યું: ને એમાંથી હું યુદ્ધનું તત્ત્વજ્ઞાન પણ શીખ્યો. હવે એ જીવનધર્મ થાય તો કહો કે પરશુરામ યુદ્ધમાં પરાજય ન પામે !

**જમદગ્નિ:** તથાસ્તુ.

[રેણુકા રૂમણ્વાન વગેરે આળસ મરડી બેઠાં થાય છે.]

**રેણુકા:** ઓહો ! આજે તો બહુ નિદ્રા કરી: રૂમણ્વાન, સુષેણ, કેમ હજી હમણાં જ ઉઠયા ?

**પરશુરામ:** (સાશ્ચર્ય) માતા ! તમારા સ્વભાવમાં દોષ ભૂલવાનું સહજ સૌન્દર્ય ભર્યું છે. બાકી તો તમારી મૃત્યુની જ નિદ્રા હતી.

**જમદગ્નિ:** ચાલો, ચાલો, હવે એ ભૂલી જાઓ. હવે સૌ બલિદાનનો જ મહિમા ગાઓ: ને બીજું બધું ભૂલો !

**રેણુકા:** (સાંભર્યું હોય તેમ) હા ! હા ! ત્યારે તો પરશુ, તું ભારે જબરો.

**જમદગ્નિ:** ચાલો,

**સૌ સાથે:** દેવો કહે છે બલિદાન આપો.
અમે તમને શ્રદ્ધાનું સામર્થ્ય આપશું.
દેવો કહે છે બલિદાન આપો.
અમે તમને સિદ્ધાંતની પ્રતિષ્ઠા આપશું.
દેવો કહે છે બલિદાન આપો.
અમે તમને વિજય આપશું:
અ મ ર્ત્ય ભા વ ના આપશું

# સ્ત્રી હૃદય

ટ્રેઇન ઉભી રહી. બીજી ગાડી સવારે દસે મળવાની, એટલે રાત્રે સાડા અગિયારે કૂટાતા પીટાતા અમે બે જણ ધર્મશાળામાં જવા માટે નીકળ્યા. રસ્તા પરના દીવાનો ઝાંખો પ્રકાશ પડતો હતો. પણ રાત્રિ અંધારી હતી ને તેથી વારંવાર ખાડો કે ઢોરો સંભાળવો પડતો હતો. મારી સાથે આવનાર બાઇનું નાનું છોકરૂં ખભે માથું નાખીને ઉંઘી ગયું હતું ને મન નહિ છતાં વિવેકની ખાતર પણ મારે બાઇના પગલાં સાથે મેળ રાખવો પડતો હતો.

આખે રસ્તે કોઈ બોલ્યું નહિ. હું મારા વિચારમાં મશગૂલ હતો. બાઇના ચહેરા પર તો મેં ગાડીમાં જ ઘણા ભારે આઘાતની સ્પષ્ટ નિશાની દેખી હતી. હજી ચાલતાં ચાલતાં પણ ઘડીએ ઘડીએ તે ઉંડો નિઃશ્વાસ મૂકતી હતી. અંતે ધર્મશાળા આવી.

બુધવાર હોવાથી, કે કવખત હોવાથી ધર્મશાળામાં 'મા'રા જ' સિવાય કોઇ ડેલીએ ફરકતું દેખાયું નહિ.

ધોતિયું ઓઢીને મા'રાજ હરીકેન ફાનસ પાસે બેઠા બેઠા તુલસીકૃત રામાયણ વાંચતા હતા.

'કોણ? કેવા છો ભાઈ?' મા'રાજે મારી સામે જોઇને પૂછ્યું. મા'રાજની એક આંખ મોટી ને ખોટી હતી. બીજી નાની ને નકશીદાર હતી. નકશીદાર એટલા માટે કે એના પોપચાં, પર ઉઝરડો હતો. જવાબ મળે તે પહેલાં મા'રાજે નાની આંખ બાઇ ઉપર ઠેરવી: 'આ બાઈ કોણ છે?'

'મીયાણું છૈં બાપુ!'

'મીયાણું?'

મીયાણાનું નામ સાંભળીને મા'રાજ જરાક ચમક્યો:

'ક્યાંનાં છો?'

'માળીયાનાં?'

'આમ ક્યાં જાવું છે?

'કેશોદ.'

'શું?'

'છોકરાના બાપ ન્યાં જમાદાર છે. જમાદારની નોકરી કરે છે.'

'અને તમે?—'

'હું તો વાણિયો છું. બાઈ બિચારી ગાડીમાં ભેગી થઈ ગઇ, આખે રસ્તે લોચતી'તી કે ધર્મશાળામાં સથવારો મળે તો રાત રહેવાય.'

મા'રાજે તુલશીકૃત રામાયણ બંધ કર્યું. હરીકેન હાથમાં ઉપાડયું. અને આગળ ચાલ્યો.

'મસલમાનને રે'વાનો હુકમ નથી, પણ અત્યારે બાઈ માણસ એકલું ક્યાં જાય. એટલે મારે ન છૂટકે હકમ તોડવો પડે છે. આ ધરમશાળા હિંદુની છે.'

'અરે! મારા'જ! હિંદુ મુસલમાન સૌ માણસ તો છે નાં?"

'ઇ સાચું. તમારું કહેવું સોળ વાલ ને એક રતી. પણ આપણે હુકમના દાસ.'

'હા, બાપુ હા.' બાઇએ ટેકો પૂરાવ્યો.

'પાગરણ બાગરણ નહિ મળે હો.'

'અમથું ઘેર કે'દી પાથર્યું છે? બાપુ! ખેતરના ઢેફામાં પડયા રઇ છઇં.'

'ખેડ છે?'

'અરે માડી! હતું ત્યારે બધું હતું. ખેડ હતી, જમીં હતી, ઢોર ઢાંખર હતાં બધું હતું.'

મારા'જે ધર્મશાળાનું એક ઢાળિયાનું બારણું ઉઘાડયું. ખપાટની લીલી જાળીથી એક ઢાળિયાને બંધ વાળ્યો હતો. સામે ચાર પાંચ ઓરડા હતા. પણ દરેક ઓરડાને તાળું લગાવ્યું હતું.

'આમાં એક પડયો છે કોળી જેવો. એ . . ખૂણામાં પડયો. કાલનો આવ્યો છે. તાવે ફફડતો'તો. આજે ઠીક છે. એ ખૂ . . ણામાં પડયો.'

ખૂણામાં કોઈ માણસ માથે ઓઢીને સૂઈ ગયું હતું. પણ હરીકેનનું તેજ જોઇને તેણે જરાક કપડું ઉંચું કર્યું. અકસ્માત તે વખતે તેના પર મારી નજર પડી. ચહેરો કરડો હતો ને ચોર જેવો હતો. પોતે જાગતો જ નથી એવો ડોળ કરવા તેણે તરત કપડું પાછું માથે ઓઢી લીધું ને પડખું ફરી ગયો. અમે ઉતારો કર્યો. પેલી બાઇએ એક ખૂણામાં સાડલો પાથરી છોકરાને સૂવારી દીધું.

'પાવળુંક પાણી આપો તો પી લઇં.'

મા'રાજ કાંઇક ઠીક લાગ્યો. પાણી લઈ આવ્યો.

'શેઠ તમારે પાગરણ ?'

'હોય તો લાવો.'

મારાજ લાવ્યો તે પાગરણ પાથર્યું. પોટલું ઓશીકે મૂકી લાંબો થઇને સૂતો. 'માલમતા સંભાળજો' એમ કહીને, હરીકેન લઇ મા'રાજ ચાલ્યો ગયો.

પેલી બાઇ હજી ક્યારેક ઉંડો નિઃશ્વાસ નાખીને કાંઇક બોલતી હતી. દરેક ધર્મશાળામાં હોય છે તેમ ભોં તળિયે કેટલાક ખાડા હતા, ને એવો એક ખાડો મારી પથારી નીચે જ હતો. એટલે મેં પથારી બદલી.

'આંહીં પથારી કરું તો તમને વાંધો નથી નાં બેન ?'

'ના રે, મારા વીરા ! મારે શું વાંધો હોય ?'

મારી પથારી બાઇથી દૂર પણ પહેલાં હતી તેના કરતાં થોડીક જ વધારે પાસે થઇ. ત્યાં ઉપર બારી હતી. તેમાંથી પવન તો સરસ આવતો હતો, પણ બારીનાં મજાગરાં ઢીલાં પડી ગયાં હતાં ને સ્ટૉપર હતી નહિ, એટલે તે વારંવાર ભટકાયા કરતી હતી. દૂરથી ઘુવડનો ભયાનક અવાજ પણ આવી રહ્યો હતોઃ 'ઘૂ ઘૂ . . ઘૂ.'

'અ રે રે ! માડી !'

બાઇ થોડીવાર પછી પોતાને સંભળાવતી હોય તેમ બોલી. તેના મનમાં ઉંડું મંથન ચાલી રહ્યું હશે તેમ અવાજ ઉપરથી લાગ્યું.

આકાશમાં ચંદ્ર ઉગવાની તૈયારી કરતો હતો. તેના આછા ઉજાસમાં મેં બાઇ તરફ નજર કરી તો તે સૂતી સૂતી છાપરા તરફ તાકી રહી હતી. મને બીક લાગી કે સાળું વળગાડ જેવું હશે તો રાત આખી શે જશે.

'બા ઈ!'

'કેમ?'

'તમને ઉંઘ નથી આવતી ભૂખે પેટે, તે કાંઈ ખાવું છે? મારી ભેગું ભાતું છે.'

'ના રે બાપુ! કાંઈ ખાવું નથી. પેટનાં જણ્યાં માર્યાં છે તે ઉંઘ તે ક્યાંથી આવે?'

માર્યા આ તો નક્કી કાં ગાંડી ને કાં વળગાડ, દૂરથી પેલા ઘુવડનો હવે વધારે ભયંકર બનેલો અવાજ પણ આવ્યા કરતો હતો: 'ઘૂ ઘૂ.. ઘૂ.'

'મીયાણાં છો?'

'હા.'

'આમ કેશોદ જાવું છે કેશોદ?'

'ના ના.'

'કેમ તમે હમણાં કહ્યું નહિ? છોકરાના બાપ ત્યાં જમાદાર છે.'

'આ છોકરાના બાપે તો માડી! ગજબ કર્યો છે. મોટું ગામતરું લીધું ને મને રખડાવી મૂકી. અમારી મીયાણાની જાત!'

'છોકરાનો બાપ કેશોદ છે એમ તો

'છોકરાના બાપ ત્યાં છે ?'

'છોકરાના બાપે તો માડી ! મોટું ગામતરું સાંધ્યું છે. હું તો હવે દુનિયામાં એકલી થઈ રહી છું ! ક્યાં . . ય નાખી નજર પહોંચતી નથી. મોટો છોકરો ગરમાં છે, એવા સમાચાર છે એટલે વળી ન્યાં જાઉં છું.'

'સાલ્લી ! મીયાણાની જાત. પગથી માથા સુધી ખોટી જોયું ?' મનમાં ને મનમાં હું તો મુંઝાયો. 'બીજું કાંઇ નહિ, સોનાની એક લગડી સાથે હતી. ને જો આ બાઇશ્રીને શંકા પડી ગઇ હશે, તો રાતે ગળાટૂંપો દઇ દેશે. આણીકોર ખૂણામાં ય કોળો સૂતો છે ! બે ચોર વચ્ચે એક સાહુકાર ! બહુ ખોટું થયું. લગડી લીધી હતી દાણ ભરવું ન પડે ને ગુપચુપ ઘરમાં પેસી જાય માટે, દાણ ચોરી કરવા. ત્યાં આંહીં જ બે ચોર વચ્ચે મારું પનારૂં ક્યાંથી પડ્યું ? કાંતો આંહીં જ દાણ ને લગડી બધું ય ચૂકવવું પડશે. હવે તો આખી રાત જાગવા દે.' મનમાં વિચાર આવ્યો. મોટેથી બોલ્યો: 'તમારો છોકરો ગરમાં છે ? ત્યાં શું કરે છે ?'

'હા બાપુ ! એવા વાવડ છે. આ નાના છોકરાના બાપને મારીને ભાગી ગ્યો છે !'

હું તો ચૂપ જ થઈ ગયો. કોઈ ખૂનમાં સંડોવાયલ ઓરતની સાથે વાત કરું છું એ ભાનથી શરીર ધ્રૂજી ઉઠયું.

'ભર બજારે બંધૂકે દઈ દીધો !' 'બંધૂક' શબ્દ તો બાઈના મોંમાં મને ભરેલી ગોળી જેવો લાગ્યો. અને તેમાં પણ 'દ' ને બદલે 'ધ.' 'બંદૂક' નહિ પણ 'બંધૂક.' અને પાછી કચ્છી ભાષાની અસરવાળો ભારોચ્ચારણ. તોબા ! આજ લગડી ઘેર પહોંચવાની નથી બીજું શું ?

'દીકરે ઉઠીને બાપને માર્યો? શું વાત કરો છો?'

'કોનો બાપ? આ નાના છોકરાનો બાપ. સમજ્યા નહિ? અમારે મીયાણામાં તો ઘરઘરણું થાય કે નહિ? અટલે હું પેલવેલી ઘરભંગ થઈ તંઈ મારો મોટો છોકરો આઠ નવ વરસનો જ હતો. ભાગી ગ્યો છે ઈ.'

'એને સગાંસાંઇમાં મૂકીને હું આ નાના છોકરાના બાપને ઘરઘી. આ છોકરાનો બાપ મારી વાંસે ગાંડો ગાંડો ફરે. ઈ વખતે મારૂં પણ જોબન. અમને બે'યને એક બીજાની માયા લાગી. માયા તો, શેઠ, તમે વાણિયાં ભાંમણ, સુંવાળું વરણ. અટલે તમારે મોઢે શું વાત કરું? પણ જેમ પાણી ને મચ્છની પ્રીત લાગે એવી પ્રીત લાગી હો. છોકરાને મૂકીને ઘરઘી. તે દિ કાંઈ મોટો રોયો છે, કાંઇ રોયો છે, માડી, પથ્થર પીગળે એવું રોયો. આ ઈ છોકરો મોટો થયો. જોબન આવ્યું. કાઠું કર્યું. એ . . ને શરીર જોયું હોય તો અલમસ્ત. સગાંએ ચડાવ્યો કે તારી માને ઉપાડી જનાર તો ફલાણો મીયાણો. થઇ રહ્યું. એને ય પણ નાનપણ સાંભર્યું હશે કે કોણ જાણે શું, ભાઇ, ભરબજારે આ છોકરાના બાપને ગોળીએ દઈ દીધો!'

'ગોળીએ દઇ દીધો?'

'ઘરાર દઈ દીધો!'

'પછી?'

'પછી શું? ભાગી ગ્યો. વાવડ છે કે ગરમાં છે અટલે ન્યાં જાઉં છું! એક વરસ થયાં હેરાન હેરાન થાઉં છું.'

'હવે શું કરવું છે ત્યાં જઇને?'

'અરે માડી! અમારી તે કાંઈ જીંદગી છે? જોતાં છાતી ઠરી જાય એવા જુવાનજોધ મીયાણા કૂતરાને મોતે

માર્યા જાય છે, માડી! હવે તો આ જોવાતું નથી. હવે તો અમે બૈરાં ધરતી માગ આપે તો સમાઇ જાઈ. આ મારા પડખામાં સૂતું છે પોટું, ઈ પાછું મોટું થઇને, મોટા છોકરાને ગોળીએ દેશે. હવે આ બેય જણ્યાં સલામત રહે, એટલા'માટે આ દખ વેઠું છું!'

'તે તમે શું કરશો?'

'શું કરીએં અમે બાઇ માણસ? મોટાને ગોતીને નાનો સોંપીશ ને બેયની રખેવાળી કરીશ. થાવાનું તે થઇ ગ્યું. હવે તો મોટો બચી જાય-બાપા, સરકારનો પણ લાગ ધાક છે-એમાંથી મોટાને બચાવવો છે.'

'જો છતો થાય તો મારા પીટયા સપાઇ પકડીને મારી નાખે, અટલે સંતાતો ફરે છે. વાવડ છે તે ગરમાં જાઉં છું. થાય ઇ ખરું. આ નાના સાથે એનો ભેટો કરાવવો છે. અમારે બાઇયુંને નશીબે આવા મીયાણા સાચવવાનું કરતારે લખ્યું હશે. જૂઓને આ પડખામાં સૂતો સૂતો ગોઠણિયાં મારે છે!'

ચંદ્રમાનો ઉજાસ હવે વધારે આવી રહ્યો હતો. મેં ધર્મશાળામાં ચારે તરફ નજર ફેરવી તો હું સૂતો હતો તેના કરતાં વધારે સારી જગ્યા બીજે કયાંય દેખાઇ નહીં. બોલ્યા ચાલ્યા વિના ગુપચુપ સૂતો ને જાગતો પડયો રહ્યો.

બરાબર એકાદ કલાક વિતી હશે એટલામાં પેલો બીજો માણસ ધીમેથી બેઠો થતો લાગ્યો. મારી છાતી થડક થડક થવા લાગી. પેલો માણસ નક્કી ચોરી કરવા બેઠો થયો હતો. લગડીને બરાબર સંભાળીને હું જાગતો સૂતો રહ્યો.

કોળી જેવો પેલો માણસ ધીમેથી બેઠો થયો. માથેથી લુંગડું કાઢીને નીચે મૂક્યું. થોડીવારમાં તો એના એક હાથમાં મોટી છરી દેખાઇ. ચંદ્રમાનો પ્રકાશ પડતાં તેનું પાનું ચળકી ઉઠ્યું.

મારો શ્વાસ થંભી ગયો. હમણાં આવીને છાતીએ ચડી બેસશે એ ભયમાં ને ભયમાં હું ફાટી આંખે એના તરફ જોઇ રહ્યો.

તે ઉઠ્યો ને ગુપચુપ આગળ વધ્યો.

વખતે બહાર જતો હશે એમ ધારીને હું એનું દરેક પગલું નિહાળી રહ્યો.

પણ તે તો મારી તરફ જ આગળ વધતો હતો! મોટેથી બૂમ મારવાનું મન થયું પણ અવાજ નીકળ્યો નહિ. બાઇ તરફ નજર ફેરવી તો તે પડખું ફરીને સૂઇ ગઈ હતી.

તેના પગનો ધસારો તીક્ષ્ણ ખંજરની ધાર નીકળતી હોય તેવો લાગ્યો. છેક પાસે, પથારી સાથે તેનો પગ દેખાયો. કપડાં સાથે તે પગ અથડાયો! મારી ઉપર નીચો વળીને તે જોઇ રહ્યો હતો; 'એ. . .લગડી ગઈ!' એવો મોટો અવાજ મનમાં થઇ રહ્યો.

પણ થાય તેટલું જોર કરીને હું આંખો મીંચી ગયો. સહીસલામતીનો એ એક જ માર્ગ હતો, હું ભરનિદ્રામાં હોઉં તેમ પડ્યો રહ્યો.

કેટલીવાર આંખો મીંચી રાખી તે માલુમ રહ્યું નહિ, કારણ કે હરેક પળ કલાક જેવડી લાંબી લાગતી હતી. પણ જ્યારે આંખ ઉઘડી ત્યારે પેલા માણસને બાઇની પાસે બેઠેલો જોયો. આશ્ચર્ય થયું કે વખતે બન્નેને ઓળખાણ તો નહિ હોય નાં. ?'

મનમાં વાણિયાશાહી આનંદ પ્રગટયો. 'સાલો કોળો ! મીયાણીમાં મોહ્યો છે. એટલે હવે લગડી તો બચી ગઈ ! પણ મીયાણી માથાની ફરેલ છે તે જો કોળીને ફટકારશે તો મફતની સાક્ષી દેવી પડશે.'

એટલામાં પેલા માણસે છરી નીચે મૂકી મીયાણીનો હાથ પકડયો !

'કોળો હમણાં મરશે, આપણે નિરાંતે કાંઈ ન હોય તેમ જોયા કરો.. આવો તાલ જોવાનો કયારે મળે ?'

લગડીને જરાક દબાવી જોઇ. સહીસલામત હતી. લૂગડું વચ્ચે છતાં સ્પર્શથી મળેલો આનંદ અદ્દભુત હતો. કંચનમાં હું મોહ્યો હતો. કામિનીમાં પેલો માણસ મોહ્યો હતો.

પણ એટલામાં તો અગ્નિ અડકે ને જેમ માણસ જબકે તેમ મીયાણી જબકીને બેઠી થઈ ગઈ. 'એલા કોણ એ ?' મીયાણીનું રૂપ ફરી ગયું હતું.

'કોળો મર્યો'–મારા મનમાં વિચાર આવ્યો.

'કેવો છો ? બાઇ માણસને હાથ અડાડતાં શરમાતો નથી. એ . . . શેઠિયા . . . ભાઇ ! આ જૂઓ તો.'

હં સાચું. શેઠિયાભાઇ જોશે ? ગાંડા હોય તો જૂએ ! ડાહીમાના દીકરા જોશે ! આપણે કાંઇ ગાંડા ન હતા કે બોલીએ ? જાણે કાંઇ નથી. ચુપચુપ.

'ભા . . . ઈ !' બાઇનો અવાજ ફાટી જતો લાગ્યો.

પેલું ઘૂવડ, સાળું એટલું પણ સમજતું ન હતું કે આવે વખતે બોલવું ન જોઈએ, એટલે બોલ્યા કરતું હતું: 'ઘૂ . . ઘૂ . . ઘૂ.'

પેલા માણસે હાથમાં છરી લીધી.

'ઑ ય મા ડી રે !' પેલી બાઇથી બોલાઇ ગયું પણ તેણે જોરથી પુરુષનો હાથ પકડી લીધો ને મને બૂમ પાડી.

'એ શેઠિયા ભાઈ !'

મારે ઘણા દિવસનો ઉજાગરો હતો, એટલે હું ભરનિદ્રામાં પડયો હતો !

પણ એક શબ્દ સાંભળતાં તે જાગ્રતનિદ્રાવસ્થા ઉડી ગઈ. પેલો માણસ અત્યંત ધીમે ગળગળે અવાજે બોલ્યો: 'મા ! એ તો હું તારો કરીમ ! કરીમને તું નથી ઓળખતી ?'

મીયાણી અવાક્ બનીને તેની તરફ જોઈ રહી.

'હેં ! માડી કરીમ ! દીકરા ! દી ક રા ! તું છો ? તું આંહીં ક્યાંથી ?' . . . મીયાણીનો અવાજ એવો તો દર્દથી ભરેલો હતો, અને 'દી ક રા' બોલતાં તેણે એવી કંપારી અનુભવેલી લાગી કે હું તરત પડખું ફરીને બાઈ સામે જોઈ રહ્યો. પણ મીયાણી કે કરીમ એમાંથી કોઈને મારા તરફ જોવાની ફુરસદ ન હતી.

બાઈ છોકરાને બે હાથે વળગી રહી હતી.

'દી ક રા ! તું ક્યાં ઓળખાય છે ? આ તારું શરીર છે ? અ રે રે માડી ! તું આંહી ક્યાંથી ?'

'મા ! જરાક ધીમે બોલજે હો. મારા ઉપર તો વારંટ ફરે છે. હું તો ફાંસીએ જાઇશ, પણ તને છેલ્લું છેલ્લું મળી તો લીધું ! હવે ગરમાં રહેવાય એવું રહ્યું નથી, એટલે ભાગ્યો છું !'

'હેં મા ડી !' બાઈ વધુ બોલી શકી નહિ. તેનો કંઠ રૂંધાઈ ગયો.

'આના માથા ઉપર સરકારે ઈનામ તો કાઢ્યું નહિ હોય નાં?' મારા મનમાં વિચાર આવી ગયો.

'હું ખૂની છું ને સપાઈ પાછળ ફરે છે એ ખબર છે નાં?, માડી! ધીમે બોલ. વાત કર, તું આંહીંથી કયાં જાવાની છે?'

'જ્યાં તું ત્યાં હું.'

'મારો શું ભરોસો? હું તો આવતી કાલે ન હોઉં. પણ હું તને એક વાત કહી દઉં.'

'શું?'

'મેં તારો ગનો કર્યો છે માડી! તું આ છરી લઇને મને મારી નાખ. સરકાર મને પકડશે ને ફાંસીએ ચડાવશે એના કરતાં તો તારે હાથે મરું તો સારૂં થાય.'

મીયાણી છોકરાની જુવાન દેહ તરફ જોઇ રહી. તેની આખી કાયા ટટ્ટાર થઈ જતી લાગી. તેણે છરી ઉપાડી. મારા મનમાં મોટો ચીરાડો પડયો. મારશે કે શું? એટલામાં મીયાણી બોલી;

'કોને તને મારું? તારા સારૂ તો આ ખોળિયાના જોડા શીવડાવવા છે! દી ક રા! કે'તો ચામડું હમણાં ઉતરડી દઉં!'

'પણ હું ગુનેગાર છું. મેં તારો ગનો કર્યો છે! સરકાર મારે એના કરતાં તું જ માર.'

'ગુનો તેં ભલે કર્યો. પેલો મેં ગુનો કર્યો છે.'

'તેં?'

'ત્યારે નહિ? મારાથી વિખૂટો પડતાં તું કેવું રોયો'તો. - અરેરે! દીકરા મારામાં એટલું રોવાનું બળ હોય!'

'મા ! ફાંસીએ જાતાં પહેલાં તને જોઈ લીધી, હવે મને સરકાર ભલે ઘાણીમાં ઘાલીને તેલ કાઢે.'

'તેલ તો હવે નીકળી રહ્યું. જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તારી આડે જીવતી દેહનો કિલ્લો બાંધી દે'શ.'

મીયાણો કાંઈ બોલ્યો નહિ. પણ એનું માથું મીયાણીના પગ પાસે ઢળી પડ્યું. ઉંડાણમાંથી આવતો હોય એવો ધીમો અવાજ સંભળાયો:

'મા !'

મીયાણીએ એનું માથું ખોળામાં લઈ લીધું. અત્યંત પ્રેમથી તેના માથાના વાળ ઉપર હાથ ફેરવવા લાગી.

'મા !'

'શું બેટા ! કરીમ ! કેમ મોળો પડી જાય છે ?'

'મને . . . એ ક વ ખ ત નાનો હતો ને લીધું 'તું એવું . . .'

મીયાણીએ તેનું માથું બે હાથમાં લઇને ઉંચું કર્યું. મીઠું જીવનના રસબિંદુ જેવું પ્રેમભરેલું એક ચુંબન લીધું.

'બસ હવે હું ભલે મરું. મને હવે ભાગવા દે માડી ! આ શેઠ જાગે છે, ને આપણી વાત સાંભળે છે, પણ ભલે બિચારો સાંભળી લ્યે. મારા તકદીરમાં નોંધ્યું હશે એમ થાશે'

'હવે તો જ્યાં તું ત્યાં હું'

મીયાણો બેઠો થયો; 'તંઈ હવે મા ! . . .

'હવે શું ? હાલ્ય મારી ભેગો. હું જીવું છું ત્યાં સુધી રાત દિ તારું રખોપું કરીશ. અને આ સૂતો ઈ તારો ભાઈ ! બે ય મોટા થઈ જાવ.'

સૂતેલા નાનકડા છોકરાનો હાથ કરીમે હાથમાં લીધો. મીઠું ચુંબન કર્યું. તેની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં.'

'મા ! હવે થોડા દિનો મેમાન છું. વારંટ ફરે છે !'

'ભલે ફરે ! મારી ભેગો હાલ. ગર ભેગા થઈ જાઈં'

'પણ સપાઈને ખબ્બર પડી ગઈ છે !'

'તો પછી ડરછ શું ? આ છોકરાને મોટો કરજે. બે ય ભાઈ સંપીને રે'જો. મોટો થાય તંઈ મારી વાત કે'જે ને આ છોકરાના બાપને તો મેં માર્યો છે. તેં નથી માર્યો. સપાઇ સફરાં મળે તો મારૂં નામ દઈ દે જે ! સમજ્યો ?'

'અને મારે માટે તને જીવતી નરકમાં નાખું ? આ છોકરાના બાપને માર્યો. હવે માને પણ મારી નાખું ?'

'તું બેટા ! તે દિ રોયો, તને તરછોડયો તે દિ, ઈ દિ સાંભરે છે ? મેં જ ભૂલ કરી. તને તરછોડીને મેં જાણે જીવતો અંગારો જ તને ખાવા આપ્યો પણ તમે ભાયડા બંદૂક ખાઈ જાણો. કાંઈ જીવતા અંગારા ખાઈ જાણો ? જીવતા અંગારા તો અમે બાઈ માણસ જ જીરવીએ.'

'બંધૂકમાં શું ખાવું'તું ? બંધૂક તો જનાવર પણ ખાય છે. પણ તમે, કોણ જાણે કઈ દુનિયાનાં માનવી છો તે જીવતા અંગારા ખાઈને પાછા અમને જીવાડો છો !'

'જો, બેટા કરીમ ! મારું કહ્યું માન. સોંસરવા નીકળી જાઇ તો હાલ સંધ ભેગા થઈ જાઈં. ન નીકળાય ને વચ્ચે પકડાઇ જાઇં તો આ છોકરાને સાચવજે. ને ગુનો હું ઓઢી લઉં છું !

'માડી તું નહિ ! તું આંહીથી ઘેર પાછી જા. ને મારા ભાઈને મોટો કર.'

બાઈની આંખમાંથી આંસુ પડી રહ્યાં હતાં.

તે ગળગળે અવાજે બોલી; 'દીકરા! હવે હું તને નહિ છોડું. ભલે જે થાવાનું હોય તે થાય.'

મીયાણાએ કાંઈ બોલ્યા વિના માત્ર ડોકું ધૂણાવ્યું. એટલામાં હું ધીમેથી પડખું ફર્યો. એટલે મીયાણો સજ્જ થઈ ગયો.

'આ કોણ છે?'

'શેઠિયો છે. સારું માણસ લાગે છે.'

મીયાણાએ ફરી મારો સંચળ સાંભળી આંગળી નાક ઉપર મૂકી એની માને છાના રહેવા કહ્યું. થોડીવારમાં મીયાણી છોકરાને તેડી બેઠી થઇ ગઇ.

'ચાલ. ક્યાં જાશું? શેઠિયો જાગતો લાગે છે, એને જગાડશું?'

મીયાણાએ નાક ઉપર આંગળી મૂકી.

થોડીવારમાં બન્ને જણાં બહાર નીકળવાની તૈયારીમાં પડયાં.

'માડી! તું આંહી પડી રહે, મને જાવા દે!' મીયાણો હજી કહેતો હતો.

'ના, ના, હવે તો જ્યાં તું ત્યાં હું. ને તમારું રખોપું હું કરું. પછી ગલઢી થાશ એટલે પાછી આના બાપની કબર સંભાળીશ.'

કાંઈ બોલ્યા વિના મૂંગામૂંગા બન્ને બહાર નીકળી ગયાં. મીયાણો ધર્મશાળાની વંડી ધીમેથી ઠેકી ગયો. તેણે બે હાથે ટેકો આપી મીયાણીને પણ ઉપર લઈ લીધી. મારા મનમાં

વિચાર આવ્યો, 'લપ જાય છે તો જાવા દ્યો. ભલે જાય.' પણ આના માથા ઉપર ઇ ના મ તો નહિ હોય નાં ?'

o

બે મિનિટ પછી હું ઉઠયો ને બારીમાંથી બહાર નજર કરી જોયું તો ચંદ્રમાના અજવાળામાં રસ્તા ઉપર બે જણાને દોડતી ચાલે જતાં જોયાં. એક બીજાની પડખે રહીને આ ખી આ લ મ સા મે લ ડી કા ઢ વા નું બ ળ એ વેગભર્યા પગલામાં સ્પષ્ટ દેખાઇ આવતું હતું.

પેલું ઘૂવડ હજી બોલતું હતું. ઘૂ.. ઘૂ.. ઘૂ.

o

ધીમે ધીમે પડછાયા દૂર.. દૂ... ર દૂ.. ર થતા ગયા. આકાશ અને અવનિમાં પડેલા અનેક પડછાયાની જેમ કોણ જાણે કયાં લુપ્ત થઇ ગયા. તેમની સ્મરણ કથા પણ વિલુપ્ત થઇ ગઇ. પણ સ્મરણશેષ છતાં તદ્દન સ્પષ્ટ એવી તો કલ્પનામાં રહી ગઇ મીયાણીની તે જ મૂ ર્તિ!– જીવતા અંગારા ખાઇ બીજાને માટે જીવન આપનારી.

# અદૃશ્ય સત્તા

બોડાના ગરાસિયાના છોકરાને દીઠો એટલે હમીર થોડી વાર ઉભો રહી ગયો. માથે સાફો લગાવી, હાથમાં બે જોટાળી ચડાવી, ચમચમતા બૂટ પહેરીને બોડાના ગરાસિયાનો છોકરો દાનસંગ ‘ ફોટુ ’ ખેંચાવવા ઉભો હતો. છ આઠ આનામાં છબી પાડનારો એક પંજાબી ગામમાં આવ્યો હતો, અને આખા ગામમાંથી આબાલવૃદ્ધ સૌ રોંઢે, બપોરે, સાંજે બાગમાં ભેગા થઈને એની પાસે ‘ફોટુ’ ખેંચાવવા ઉભા રહી જતા. હમીર ભરવાડને ભાન ન રહ્યું કે ચારનો વખત થયો છે, હમણાં પાંચ વાગશે, અને એનો સાથી શામળો સીમમાંથી આવશે ત્યારે બિચારી ઘોળી એકલી ઢોરને પહોંચી વળશે નહિ. દાનસંગ, હજુ તો ‘માળી, બરાબર તસ્બીર આવી છે હો !’ એમ ટીકા કરતો હતો, એટલામાં ડ્રેસ પહેરેલો લેનનો એક સિપાઈ હમીરને ઓળ-

ખતો હતો, તેણે હમીરનો વાંસો થાબડયો: ' હમીર, તું તો ઘોળી હારે ફોટુ પડાવ તો સારો લાગે હો ! '

' અરે, માબાપ, અમારે જંગલના રોઝને વળી ફોટુ કેવા ?,' હમીરે જવા માટે પગ ઉપાડયો પણ એટલામાં પેલા ત્રણ કોળી જુવાન તસવીર ખેંચાવવા માટે ગોઠવાયા, એટલે જરાક વધુ થોભ્યો.

વચ્ચે એક જુવાન ખુરશી ઉપર બેઠો હતો. તેણે લીલી સુરવાલ, લીલું પહેરણ ને ચુંદડી ભાતનો લીલી કોરવાળો સાફો બાંધ્યો હતો. પહેરણને પાંચ બટન હતાં ને તેમાં બે બટન તો ગળેબંધ કરવા માટે હોય તેમ ઉપરના ભાગમાં પાસે પાસે લગાવ્યાં હતાં. તેણે લીલી પછેડીની ભેટ બાંધી હતી. ને એક જમીયો ને એક છરી એમ બે શસ્ત્રો પણ લગાવ્યાં હતાં. હાથમાં બંદુક પકડી હતી. મૂછે વળ દેતો હતો, ને બાબરીના વાળ સાફાની બહાર કાઢીને કપાળપર વાંકી આકૃતિમાં ગોઠવ્યા હતા. બીજા જુવાને સાદો કોટ ને સુરવાલ પહેર્યાં હતાં. પણ તેણે હાથમાં કુહાડી ને સોટી બે રાખ્યાં હતાં. ત્રીજો સાદો હતો પણ તેણે માથા પરના ઓડિયાંને બન્ને બાજુ ઓળીને સેંથો પાડયો હતો. તેના હાથમાં આંકડીવાળી ડાંગ હતી.

હમીરને ઘડીભર મનમાં એવો વિચાર પણ આવ્યો કે જંગલના રોઝની માફક ભટકવું ને પાંચ વાગે ઘોળીની હારોહાર કામે પહોંચવું એના કરતાં આ નફકરૂં જીવન હજાર દરજ્જે સારૂં ! મહિનો થાય કે ફટ અગિયાર રૂપિયા પટકાવી લેવા. કોઈના બાપની સાડીબાર નહિ. અને નવરા ને નવરા. જોને કેવા ' ફોટુ ' લેવરાવવા ઉભા છે !

એટલામાં પેલા પંજાબીએ જાણે જાદુનો ખેલ કરતો હોય તેમ, એક, બે ને ત્રણ ‘ રેડી ’ બોલીને ચાંપ દબાવી. થોડી વારમાં ‘ ફોટુ ’ પણ તૈયાર થઇ ગયો.

‘ વાહ ! વાહ ! બડે અચ્છે આયે હે ! ’

પાસે જ એક બેન્ચ ઉપર, પંજાબીએ ચેવડો ખવરાવ્યો હશે એટલે થોડી વાર માટે મિત્ર બનેલ એક ભાઈ બેઠા હતા, બગીચામાં ફરવા આવે છે તેવા એ પણ નફકરા અને નવરા હતા.

‘ હવે એની બીજી કોપી લેવરાવતા નહિ, એના કરતાં તો ‘ બસ્ટ ’ જ લેવરાવો. ’ પેલા નફકરા ભાઇએ જ સૂચના કરી, એટલે પાછો બીજો ફોટો ‘ બસ્ટ ’નો લેવાનું નક્કી થયું. ફોટો સારો આવ્યો છે તેનું પ્રમાણપત્ર પણ તે નફકરા સદ્‌ગૃહસ્થે જ આપી દીધું.

‘ ફોટો અસલ તો ગોકળીનો આવે. ઉભો છે એમ ને એમ હો ! ’

માણસને કોણ જાણે શું છે, પોતાનું ચિત્ર, પોતાની પ્રતિમા, પોતાનો ફોટો, પોતાનું ભવિષ્ય, પોતાનાં વખાણ બહુ જ પસંદ પડી જાય છે. હમીરે મલકાતાં મલકાતાં પૂછ્યું : ‘ કેટલા પૈસા બેસે ? ’

‘ કેટલા શું ? તારી પાસે કેટલા છે ? ’

‘ મારી પાસે તો હશે, સવાપાંચ આના – છોકરાનો દોરો કરાવવા જવા છે. ’

‘ ઠીક લે, જોજે હો, એક, બે . . . ’

‘ અરે, પણ મને ઠીક ઠીક તો થાવા દે. ’

હમીરને મનમાં એક વિચાર પણ આવી ગયેલ કે આ

'ફોટુ' ધોળીને બતાવશું ને નવાઈની ચીજ તરીકે છબી ખેંચવાની કરામત વિષે વાત કરશું. એટલામાં તો પંજાબીનો અવાજ આવ્યો : 'રેડી.'

અને જંગલમાં દૂહા ગાઇને જીવન વિતાડનારો હમીર પણ "ફોટુ'માં આવી ગયો.

*

હમીર ઘેર આવ્યો ત્યારે શામળો જાંબલી દોઇને માંકડી દોવાની તૈયારી કરતો હતો. શામળો હમીરનો સાથી હતો. અને એક બીજી છોકરી કાળી પણ કામ કરવા રાખી હતી. ધોળીને ચાર છોકરાં થયાં પણ એકે ઉછર્યું ન હતું, એટલે એ પોતાના પાંચમા ધાવણા છોકરાને બહુ જાળવતી. એની હારે રમવા કૂતરાનું બચોળિયું પણ પાળ્યું હતું. હમીર આવ્યો ત્યારે ફળીમાં નેતરાના મારની રમઝટ બોલતી હતી. જાંબલીનું ખાણ માંકડી ખાઈ ગઇ કે તરત શામળે નેતરાં લગાવ્યાં. હમીરને આવેલો જોતાં જ ધોળી બોલી :

'છોકરી, ખાટલો ઢાળી દે, મેમાન આવ્યા છે.'

છોકરી સાચે જ ખાટલો લેવા દોડી, ત્યાં હમીરને જોઈને અટકી ગઈ.

'આજ માળું જરાક મોડું થઈ ગયું!'

'આખો દિ' બેઠા રીયોને એટલે પછી વહેલું થાશે.' હમીરે મૂંગે મોંએ ખાણનો સુંડલો ઉપાડી એક ગાય દોવા માટે બોઘરૂં લીધું.

'મૂકી દ્યો આજ તમે,' ધોળી બોલી : 'કામ કરવું ભારે પડતું હોય તો આટલા જીવ શું કામ રાખો છો?'

'અરે, આ વખતે, બે ચાર ઉતારી નાખવા છે. માળું મજો નોકરિયાતને છે. મહિનો થાય ને ખડંગ રૂપિયા આવે.'

'તો સપાઈની નોકરી કરવા જાઓ; ભરવાડનો દીકરો સાંસલાં નહિ મારે તો બીજું શું કરશે?'

હમીર મૂંગો મૂંગો ગાય દોવા લાગ્યો.

પણ હમીર બોઘરામાં શેડ પાડે તે પહેલાં ઠાકર ટેલ નાખનાર બાવાજીએ પ્રવેશ કર્યો:

'કાં હમીરભાઈ, રામરામ. આણીકોર નીકળ્યો તે કીધું થાતો જાઉં.' બાવાજી આવીને એક તરફ ઉભા રહ્યા. બીજે વરસે ને બીજે વરસે બે ત્રણ રૂપિયાની ટેલ વસુલ કરતા.

'ઓણ તો કાંઇ અદકા જીવ લાગે છે.'

'હા, ઓણ તો બહુ અદકા છે. પણ હવે તમારા ભાઇને ઉતારી નાખવા છે.' ધોળીએ ઘૂંઘટો વાળીને થાનેલામાંથી દૂધના ટીપાં છોકરાની આંખમાં નાખતાં કહ્યું.

'રામ રામ કરો, એ શું બોલ્યાં?'

'મંદિરમાં કેટલા જીવ છે?'

'ન્યાંની શી વાત કરવી? ન્યાં તો અકાશી હળ હાલે; પાંચ જીવ આવે, વળી બે ચાર સાધુ સંત લઇ જાય.'

'લ્યો, બાવાજીને ટેલ આપો.' હમીરે કહ્યું.

ધોળી બેઠી થઇને ઘરમાં ગઇ. પણ ઘરમાંથી દોકડો ય મળ્યો નહિ.

'પાછા ફરો ત્યારે લેતા જાજો.'

'ઘોડીનું જોગાણ તો આપો.'

'બાવાજીને જોગાણ આપો.'

'ઘરમાં તો દાણો ય નથી. ફુલચંદના રૂપિયા ચડયે જ જાય છે. તમારી પાસે પૈસા હતા ને? આપો એમાંથી બે આના.'

'પછી લઈ જજો.' હમીરે પૈસા ખરચી નાખ્યા હતા એટલે જવાબ વાળ્યો.

'હવે પછી ને હમણાં આપવું છે નાં? તમારી પાસે પૈસા છે તે આપી દ્યો ને. ધર્માદાનો પૈસો જેટલો વહેલો નીકળે એટલું સારૂં.' પણ હમીરે તો પૈસાનું 'ફોટુ' ખેંચાવ્યું હતું. અને સાડાપાંચ આનાનો કાગળિયો એના ખીસામાં પડયો હતો.

હમીરે માથું ધૂણાવ્યું. 'મારી પાસે પૈસા નથી.'

'ક્યાં ગયા?'

'ફોજદાર સાહેબ મળ્યા હતા, એનો છોકરો હારે હતો, ને આ તરફ આવતા હતા.'

'તે!—'

'તે શું? ડબાડંડ કેટલો ભરવો પડે છે? છોકરો હારે હતો તે ફુલચંદને હાટેથી પેંડા લઈ દીધા.'

'ફુલચંદને હાટે તો નામું રાખ્યું છે ને?'

હમીર બિચારો સપડાયો. 'પણ કાંઇ એમ અમલદારના દેખતાં વેપારીના ઓશિયાળા થવાય?' હમીરે હાંકયે રાખ્યું.

તે દિવસે રાત્રે વાળુ કરીને સૂતા પછી હમીરે ઝાંખા-ઝાંખા દીવામાં પોતાનો ફોટો ચુપચુપ કાઢીને જોઈ લીધો. બિચારો 'આર્ટ પેપર!' ભાંગીને તેવડો વળી ગયો હતો.

અને 'ફોટુ'માં તો હમીરના ચહેરા પર ગોમૂત્રનો પીળો રંગ ઝળકતો હતો.

*

એક જાંબલી રહી. માંકડી વેચી, ગોરડી વેચી, ખાંડી વેચી. રતુંબડી કાઢી. બાંડી ઉતારી, ધેણુ વેચી, વેણુ ગઈ. નંદુ પણ દેણામાં ડૂબી. છેવટે એક જાંબલી રહી. ફુલચંદના દેણામાંથી છૂટા થઈ ગયા. હીરજી કડિયાનો છોકરો રવજી પચાસ રૂપિયે ઇંટનાં ઘર ચણી ગયો હતો, તેના ત્રીસ રૂપિયા બાકી હતા તે દેવાઇ ગયા. સાથીને મુસારો ચૂકવી દીધો. છોકરી બીજે ગઇ. માત્ર એ ઘર, બકરીના વાળનાં વહાણથી ભરેલા ચાર ખાટલા, કૂતરાનું બચ્ચું, જાંબલી ગાય, ધોળી, હમીર ને નાનો છોકરો એટલાં રહ્યાં.

ધોળીએ માલને જાળવવા થાય તે સઘળી મહેનત કરી જોઇ, પણ નવું ઘર કર્યું એનું ખરચ, દુકાળ, મહેમાન, ફુલચંદ, ઠાકરટેલ, નાતવરા, સઘળાનો ભેગો મારો એનાથી સહન થઇ શક્યો નહિ. એક વખત દેણામાંથી છૂટી જવાય તો પછી નવેસરથી માલ વસાવશું કરીને એક પછી એક જીવ કાઢ્યા ને દેણામાંથી છૂટી ગયા. હમીરને તો એટલું જ જોતું હતું. નફ્ફરો બન્યો એટલે એ તો સવારે 'પરેટ' જોવા જાય, બપોરે રોટલા ખાઇને સૂએ, રોંઢે સપાઈ દોસ્તોને મળવા જાય, ને સાંજે આવીને સૂઇ જાય. એના મનમાં એક અદૃશ્ય મનોભાવના બળવાન થતી જતી હતી. એક વખત બે જોટાળી હાથમાં લઇને ડ્રેસ પહેરીને 'ફોટુ' ખેંચાવવો. એક વખત એવો ફોટો પડાવ્યો પણ ખરો.

પણ પટાનો નંબર ઉઠ્યો, ને ઉપરી અમલદાર જૂએ તો ખોટું થાય, એટલે એના દોસ્તે ફડાવી નાખ્યો.

એક દિવસ બગીચામાંથી સાંજે પાછો ફર્યો ત્યારે પેલા ત્રણ કોળી જુવાનડાઓએ એને આમંત્રણ આપ્યું હતું કે તું કાલે આવજે, નવા સપાઇ પૂરવાના છે, ને પછી નોકરી મળે તો આપણે હારે એક ફોટુ ખેંચાવશું.

બીજે દિવસે હમીર બપોરે બહાર જવા નીકળ્યો ત્યારે ધોળીએ કહ્યું: ‘ આજ વે'લા આવતા રહેજો. ’

‘ કેમ ? ’

‘ મારે કામે બહાર જવું છે. ’

‘ પણ શું કામ ? આજ મારે બહુ કામ છે. ’

‘ ફુલચંદ પાસે તેર રૂપિયા છે, પાંચ મારી પાસે છે, અને ત્રણ કાળીના ઉછીના લઇને રતુંબડી ગાય, ટીડા જોઠને ત્યાંથી લાવવી છે. ’

‘ પાછો તારે માલ કરવો છે ? ’

‘ હા. ’

‘ ઠીક ’ કહીને હમીર ચાલતો થયો. તે દિવસે એનું નામ સપાઈમાં નોંધાઈ ગયું. ડ્રેસ ચડાવી, હાથમાં બે જોટાળી લઈ, ચમચમ કરતા બૂટ પહેરીને પેલા કોળી જુવાનડા સાથે સૌ ‘ ફોટુ ’ ખેંચાવવા આવ્યા. ‘એક, બે ત્રણ ‘ રેડી ’ થયું. ને હમીર પોતાનો ફોટો લઇ, પરબારો છબીવાળાને ત્યાં મઢાવી, રોફબંધ ઘેર આવવા નીકળ્યો. આજે એને ગામમાં પોતાની હકૂમત ચાલતી હોય તેમ લાગ્યું. ટટ્ટાર પગ રાખી, ફોજદારને, સીધી સલામ લીધી, ત્યારે એને લાગ્યું કે પોતે જંગ જીતી ગયો છે. ઘેર આવતાં

એને શેરીઓ નાની થતી હોય તેમ જણાયું. ઘર નાનું બનતું લાગ્યું અને જે શેરીમાં સઘળું કાયદેસર જણાતું ત્યાં એને સઘળું ગેરકાયદેસર લાગવા માંડયું. ઘર પાસે આવતાં કૂતરૂં હડફ્ટે ચડયું, એને સોટીએ ફટકાવી કાઢયું. 'કાંઉ, કાંઉ' કરતું બિચારૂં આ જૂના માણસને નવા વેશે આપેલો પલટો સંભારતું ભાગી ગયું.

ઘરમાં પેઠો ત્યાં, રતુંબડી ગાયને કંકુનો ચાંદલો કરીને પાસે બેસી ધોળી ઘઉંનું થૂલું ને ગોળ ખવરાવી રહી છે. એનો હાથ પોતાના જૂના માલ ઉપર પ્રેમથી ફરી રહ્યો છે. ને રતુંબડી એ પ્રેમ જાણતી હોય તેમ હરખભેર ખાવા મંડી છે. ભાઇ હમીર તો એક ઘડીભર થોભી જ ગયા. પોતે જે વસ્તુને બહુ ઉપયોગી ધારેલી તેની સામે પણ કોઇ જોતું નથી એ વિચારથી એને ક્ષોભ થયો. ધોળીએ તો કાંઈ બન્યું જ ન હોય તેમ રતુંબડી નીચે બેસી, બોઘરૂં રાખી, પરમેશ્વરનું નામ લઇ પહેલી શેડ પાડી. હમીર પાસેના ખાટલા ઉપર બેસી ગયો.

'લ્યો હવે વરરાજા થયા છો તે વાઘા ઉતારો,' ને જાંબલીને દોઈ કાઢો.'

'મને અગિયાર રૂપિયામાં નોંધ્યો !'

'બહુ સારું કર્યું. મહિનો પૂરો થાય ને રૂપિયા દેખો ત્યારે કે'જો.'

'બેડાવાળા ગરાસિયાના છોકરાને તો દસ આપ્યા. ઉંચાઇ ન મળે નાં ?'

'બહુ સારું કર્યું.'

'મેં એક ફોટુ લેવરાવ્યો છે.'

'હરામના પૈસા તે હરામમાં જ જાય નાં?'

'પણ માળી, કારીગરી ભારે છે. તમે ઉભા ને તમારો ફોટુ. બરાબર તસબીર ખેંચી લ્યે છે. જો તો.'

હમીરે છબી કાઢીને ધોળીને દેખાડી. ધોળીનું ધ્યાન તો રતુંબડીના ખાણમાં હતું. જેવી તેવી છેટેથી જોઇને બોલીઃ 'બહુ સારી છે.'

'મારે એક તારી છબી પડાવવી છે. તું ને હું હારે ઉભા રહીએ.'

'સપાઇડાંને બીજું શું સૂઝે?'

'અરે! પણ એની કારીગરી તો જો.'

'મારે નથી જોવી. તમે જાંબલીને દોઈ કાઢો.'

હમીરે તો વેશપલટો કરી, ગાય દોઇ; છબીને ઘરમાં ગોઠવી. રાધાકૃષ્ણની એક જાહેરખબરીયા છાપ ભીંત પર ચોડી હતી તેની ઉપર છબી લટકાવી દીધી.

હમીરે જાણ્યું કે ઠીક થયું ટૂંકામાં પત્યું. પણ ધોળીએ શું કરવું તેનો વિચાર કરી રાખ્યો હતો. હમીર સવારે સાત વાગ્યે તૈયાર થઇ ચાલ્યો ત્યાં ખાંડી ગાયને લઇને જેઠો રબારી આવ્યો હતો.

'ધોળી વહુ! એ ધોળી વહુ!'

'કેમ?'

'આ તમારી ગાય, તમારે લેવી હોય તો ભલે, નકર અમારે કાઢી નાખવી છે.'

'કેમ?'

'આ કેમ શું? બહુ માલ સચવાનો નથી.'

'તો ભલે. આવતે મહિને રૂપિયા પંદર આપું.'

'ભલે.'

હમીર જોતો રહ્યો ને ધોળીએ ત્રીજી ગાય પણ બાંધી. ચમચમ કરતા બૂટ ચડાવી હમીર બહાર નીકળ્યો. ધોળીએ ખડકી ઠસાવીઃ ઠસાવતાં કહ્યુંઃ 'આવતે મહિને રૂપિયા અગિયાર મારા હાથમાં આવે હો, નકર આ ખાંડી હાથથી જાશે.' આટલું બોલીને એણે ખડકી ઠસાવી દીધી ને ઠસાવતાં ઠસાવતાં એક કાગળિયો પણ હમીર ઉપર ફેંક્યો.

હમીરે કાગળિયો ઝીલી લીધો. નિર્દયતાથી કોઈએ પોતાની જ છબી ફ્રેમમાંથી કાઢી લીધી હતી.

'અરે, આ તેં શું કર્યું?'

'મારે એવી વરણાગી ઘરમાં નથી જોતી' ધોળીએ તીખાશથી જવાબ વાળ્યોઃ 'મારા ઘરમાં ગાય ચારતા કા'નની છબી છે એટલી બસ છે. તમારા મારા ડાચામાં તે શું નિહાળવાનું છે?'

ગુપચુપ બનીને હમીર ચાલ્યો ગયો. સાંજે ઘેર આવ્યો ત્યારે સાદા વેશમાં જ હતો. બોલ્યા ચાલ્યા વિના જાંબલી દોવા બેસી ગયો.

# નં. ૩૭૪૫

સાહેબ ખુરશી ઉપર બેઠા હતા. સામે એક વૃદ્ધ ડોશી હાથ જોડીને ઉભી હતી. પાછળ ઉભેલ્ મુછ્ડો કેદી સીધો અને અક્કડ ઉભો રહીને પવન નાખતો હતો. હિમાલયના જંગલમાં જેમ ઝાડ ઉપર નંબર નોંધી રાખ્યા હોય છે તેમ કેદીના કઢંગા ટૂંકા ફૂડતા ઉપર નં. ૩૭૪૫ દેખાતો હતો. તેને આ દુનિયાની કોઈપણ વસ્તુમાં રસ ન હોય તેમ તે યંત્રની માફક પવન નાખ્યે જ જતો હતો.

'સરકાર માબાપ! અમારે તો તમે જ મોટા સાબ!...' ડોશીનો છોકરો મેટ્રીકમાં ભણતો હતો, ત્યાંથી વળી જેલમાં ઈતિહાસ શીખવા આવ્યો હતો. તેથી ડોશી તેને મળવા આવ્યાં હતાં. કાગળ તો એમ હતો કે મોહનલાલ બહુ માંદો છે માટે તમે જલ્દી આવજો. તમારું જ નામ જપે છે. ગામડાની ડોશીએ વળી છોકરાને 'મેટ્રિક' થવા મોકલ્યો હતો. કરમચંદ શેઠનો પાનાચંદ 'મેટ્રિક' થઈને જ મોટરવાળો થયો એટલે ડોશીને પણ ધૂન લાગેલી. પણ

એનો બિચારીનો એકનો એક છોકરો આજ પથારીવશ પડ્યો હતો.

ને ત્રીસ પાંત્રીસ વરસ થયાં શહેરનું મોં પણ નહિ જોયેલાં ડોશી 'શા'બ સરકાર' પાસે કરગરતાં હતાં: 'શા'બ જેવું અમારું તેવું તમારું ય છોકરું છે નાં!' શા'બને તો ઈશ્વર કૃપાથી પોતાનું પણ છોકરું ન હતું. જે જે શા'બને હતાં તે જેમ કેદીને એકાંત કેદ આપતા, તેમ છોકરો તોફાન કરે તો તેને પણ એકાંત કેદ જ આપતા. એ સૌ કેદમાં જ માનતા થઈ ગયા હતા. એટલે આવી તો અનેક ડોશીઓ હમેશાં આવે અને જાય તેમાં એક મોહનલાલનો હિસાબ પણ ન હતો.

'શા'બ છોકરાને હવે સારૂં છે?—પહેલેથી જ રોયો આવો તોફાની હતો તો. અરે, પાંચ વરસનો હતો ત્યારે સળગ્યો'તો તો'. ધમધમ કરતો એક સિપાઇ આવ્યો. સીધો ઉભો રહ્યો ને સીધી સલામ કરી. ને સાહેબના હાથમાં ચીઠ્ઠી આપી.

નં. ૩૭૪૫—એને કેદી કહેવો, માણસ કહેવો કે એનું નામ આપવું એ સઘળું વ્યર્થ છે—નં. ૩૭૪૫ તરત નીચે બેસી ગયો. તેના મોં ઉપર પંખો નાખવાના એક ધારા વ્યવસાયનો પ્રાણ હરી લે તેવો કંટાળો સ્પષ્ટ દેખાતો હતો : તેને જીવનની કોઈપણ વાતમાં રસ નહિ રહ્યો હોય. દિવસો થયાં, દર મિનિટે, દર સેકંડે, આ જ જગ્યાએ, આ જ વખતે, અને આવી જ રીતે આ જ પંખો તેણે નાખ્યો હતો. આટલા દિવસોમાં તે એક જ વાત શીખ્યો હતો: સાહેબ આવે ત્યારે પંખો નાખવો: જાય ત્યારે બેસી

જાવું. સાહેબને ગયેલા જોઈ તેણે ડોશીમાની સાથે જરા વિનોદ વાર્તા કરવાનો પ્રયત્ન કર્યો. આવો વિનોદ પણ એના જીવનમાં ક્યારેક જ આવતો હતો. અને જ્યારે આવતો ત્યારે તે બમણા ઉત્સાહથી પંખા નાખ્યા કરતો.

'ડોશીમા! બહાર શું ચાલે છે?'

'એનું એ માડી! 'ઇન્કિલાબ ઝીન્દાબાદ.' કોણ જાણે જવાનીયા શું બોલે છે પણ સાંભળતાં જ સપાઇસફરાં ને કાળી વાઘરી જેવા અમલદારો ધૂંઆપૂંવાં થઈ જાય છે.'

'કે' છે લડાઈ બહુ ચાલે છે.'

'બૌઃ અરે, માડી તોબા. કાંઈ કોઈ ગાંજે તેમ છે? પણ પીટયા મારકુટ ન કરતા હોય, તો તો જાણે ઠીક.'

'ડોશીમા! ક્યાંનાં છો?'

'હું માડી....' ડોશીમાએ ગામનું નામ આપ્યું. કેદી કાંઈ બોલ્યો નહિ પણ ઉંડા વિચારમાં પડી ગયો.

'માડી!—વીરુ ડોશીને ઓળખો છો?'

'હં, માડી. વીરુ ડોશીને કેમ ન ઓળખું?–હું એને ત્યાં બજર દેવા બેસું છું. એ મારે ત્યાં આવે છે. એનો કેશવો પીટયો આંહીં ક્યાંક છે. પીટયે કુંભારને માર્યો ને હાડકાં ખોખરાં કરી નાખ્યાં—કુંભાર હમણાં આ સવરાજની કેદમાંથી છૂટીને આવત ત્યાં, જે ઝેરી તાવ આવ્યો તે કેદમાં જ મરી ગયો—શું માડી લોક મળ્યુ'તું એને દેને દીધું ત્યારે.'

કેદી બોલ્યો નહિ, પણ ઉંડા વિચારમાં પડી ગયો.

'માડી! કાનોકુંભાર સવરાજની લડતમાં હતો?'

'હા, માડી. પીટયે કૈંક કબાડાં કર્યાં–પછી કોણ

જાણે શું જ્ઞાન થયું કે સવરાજવાળામાં પડ્યો. તે જે દિવસે છૂટવાનો હતો તે દિવસે જ મર્યો. '

'માડી!...વીરુ ડોશીનો કેશવો હું પોતે!

'હેં! માડી તું પોતે?–'

કાના કુંભારને લાકડીએ મારીને વ્યથા કરવાથી પોતે જેલમાં આવ્યો હતો. તકરાર તો ભૂખ જેવી કોઈ બાયડીને લીધે થઇ હતી. પણ પોતે હજી જેલમાં હતો–ને કાનો કોણ જાણે કેવા જ્ઞાનથી, સ્વરાજની લડતમાં પડ્યો ને મર્યો. નં. ૩૭૪૫ નું હ્રદય ઉંડુ ઉંડુ પોતાના ગામની ભાગોળ પાસે જઈને ઉભું રહ્યું!...

એટલામાં નિયમિત પગલાં સંભળાયાં. તે પહેલાં તો કેદી ઉભો થઇને પોતાના જડ હાથથી ખાલી હ્રદયે, ખાલી ખુરશીને પંખો નાખી રહ્યો હતો. પણ તેના રોમરોમમાં તેના દુશ્મનનું મરણ ખટકી રહ્યું હતું. પોતે પણ વખતે આ જેલમાં જ મરશે–પણ—

સાહેબ આવ્યા: એક સિપાઇને હુકમ કર્યો એટલે તે ડોશીને લઇને નીચે ગયો.

તૃષ્ણાભરી આંખે કેદી ડોશીને જતી જોઇ રહ્યો. એના હોઠ સુધી શબ્દો આવ્યા–પૂછી જોઉં કે કાનો છેવટે શું બોલ્યો? પણ તે મોંમાંથી હરફ કાઢી શક્યો નહિ. કોઇ સ્વજન ચાલ્યું જતું હોય એવો શોક એના હ્રદયમાં હતો. ડોશી બે ચાર પગથિયાં નીચે ઉતરી દેખાતી બંધ થઇ એટલે તે શાંત બની ગયો. શૂન્ય અને શાંત. માત્ર યંત્રની પેઠે પેલો પંખો ચાલ્યા કરતો હતો.

થોડીવારમાં બીજું વધારે માણસોનું ટોળું સાહેબ પાસે આવ્યું. ગમે તેમ નં. ૩૭૪૫ ને આટલા જુદા જુદા ચહેરા જોવાના મળ્યા તે પણ એક પ્રકારનું આશ્વાસન હતું.

એટલામાં વળી પેલો પીળા ડ્રેસવાળો સાધો સિપાઇ યંત્રવંત સલામ કરતો સાહેબની સામે ઉભો રહ્યો. એ સલામ જેટલી ભયંકર હતી તેટલીજ મનુષ્યત્વહીણી-સી-ધી-હતી. આંગળાનું છેલ્લું ટેરવું પણ એ ગુલામી શીખી ગયું હતું.

સાહેબ ઉઠયા. ગયા. યંત્રવત નં. ૩૭૪૫ નીચે બેસી ગયો. આ વખતે બની શકે તો જરાક ડોક નમાવીને પોતાના ભૂતકાળ પર નજર ફેરવવાની એને ઇચ્છા હતી. કાનો ને પોતે મિત્ર હતા. બાયડી માટે લડયા. પોતે કાનાને ઘાયલ કર્યો, અને કેદ મળી. કાનો સાજો થયો-એ હમણાં કેદમાં સવરાજ માટે મરી ગયો. પોતે હજી જીવે છે. વાત તો આટલી જ હતી. પણ તેના અંતરમાં એક ઉંડો સળવળાટ થતો હતો. 'પોતે કાનાને મારી નાખ્યો કહેવાય કે નહિ ?'

ખુરશી તો જવાબ આપે નહિ. ટેબલ ને સાહેબ તો સરખાં, આંહીં પૂછવું પણ કોને ?-પોતાને કાંઇ ગમ પડી નહિ. કાનો કેદમાં મર્યો એમાં મારો શો ગનો ?- પણ કેદમાં કેમ ગયો ?-કેમ વળી સવરાજમાં ભળ્યો. પણ સવરાજમાં કેમ ભળ્યો?-હીરુડી-કાનાની વહુને-પોતે ભગાડી એટલે-? હા-કેદીને લાગતું નથી પણ લાગે છે કે પોતે જ કા ના ને મા રી ના ખ્યો કં હે વા ય.

એટલામાં આવનાર સૌ વાતો કરતા હતા તેમના તરફ તેનું લક્ષ ગયું.

'બિચ્ચારો! એની માએ કહ્યું, મને એનું મોં છેલ્લું વેલું જોઇ લેવા દો.'

જરાક નીચે ડોક નમાવતો નં ૩૭૪૫ અટકી પડયો. તે સ્થિર બનીને સાંભળી રહ્યો.

'પણ ચોખ્ખી ના પાડીઃ મનુષ્ય મરણ પછી વધારે ભયંકર બનતો હશે એમ સત્તાવાળા માનતા લાગે છે.'

'હાસ્તો. જે મૃત્યુ સિદ્ધાંતની ખાતર થયું છે તે મૃત્યુથી તો સિદ્ધાંત વજ્ર જેવો મજબૂત ને શાણી જેવો તીક્ષ્ણ બને છે.'

કેદીને આ મોટી વાતોમાં કાંઈ સમજ ન પડી. પણ તે હવે રહી શકયો નહિઃ

'ભાઇ! કોની વાત કરો છો?'

જવાબ મળ્યોઃ . . . 'કેદીની. બિચ્ચારાને ફાંસી દીધી. અને એની માને મુડદું પણ જોવા ન આપ્યું.'

નં. ૩૭૪૫ નાનો હતો ત્યારે તેણે જોયેલું એક દૃશ્ય યાદ આવ્યું. ફાંસી પછી મળેલું મુડદું—સગાં સંબંધીઓને કેટલું હૃદયવિદારક હોય છે તે જેણે અનુભવ્યું હોય તેને ખબરઃ પણ પેલાં નાનાં છોકરાંને થાય છે કે મુડદું નહિ— પણ જીવતો બાપ પાછો આવે છે—એ સ્થિતિએ તો ભલ-ભલાને ડોલાવી દીધા છેઃ મા ણ સો ને ને સિં હા સ નો ને.

નં. ૩૭૪૫ ધીમેથી બોલ્યોઃ 'ભાઈ તમે જ્ઞાની ને ડાહ્યા છો. મારી એક શંકા કાઢશો?'

'શી?'

'ખૂનનું પાપ કેમ ધોવાય?—'

કોઈ ડાહ્યાએ જવાબ વાળ્યો : 'સાચું રડવાથી—'

ધબધબ અવાજ આવ્યો. સાહેબ આવ્યા. ચાવી દીધી હોય તેમ નં. ૩૭૪૫નું શરીર ઉભું થયું ને પાછું પંખો નાખવા મંડયું. તેનો આંખમાંથી પડતું એક આંસુ મળવા આવનારા સૌ આશ્ચર્યચકિત બનીને જોઇ રહ્યા.

થોડી વારમાં વળી સાહેબ પાછા ગયા. કોઇ હિંદુ સ્ત્રીએ સૌભાગ્ય ચિહ્નો ખસેડવાની ના પાડી હશે તેને ધમકાવવા કે સમજાવવા.

'અને છેવટ સુધી અણુનમ રહીને મર્યો.' પાછી મંડળમાં વાતો શરૂ થઇ.

કેદી રિવાજ મુજબ નીચે બેસી ગયો હતો.

'પણ . . . આ . . . ને શું હશે ?–અંદર અંદર પ્રશ્નોત્તર થવા લાગ્યા–' પૂછવું છે ? આપણે શું કામ ?–પૂછોને' મળવા આવનારા અંદર અંદર બોલી રહ્યા હતા. એક જણાએ હિમ્મત કરી.

'જે કેદીને ફાંસી થઇ તે તમારો કાંઈ સગો થાય ?'

કેદીએ ઉચ્ચું જોયું: એના મોં પર ઉગ્ર શોક હતો. 'ના, મેં તો તમારા જેવા પાસેથી વાતચિતમાં તેનું નામ સાંભળેલું.'

મોટા શહેરીઓ અને સુધરેલાઓ એક બીજાની સામે અર્થભરી દૃષ્ટિ નાખી ચૂપ થઇ ગયા.

પણ નં. ૩૭૪૫ એક તરફ માથું ઢાળી આંસુ લોતો હતો–કાના માટેનાં કે ફાંસી કેદીનાં ?

## આદર્શ

૧

મૂળ તો એમની જ્ઞાતિ બહુ જ નાની : એમાં પાછું વર કરતાં કન્યાઓ વધારે : એટલે જ રા. ‘ પરિમલપ્રકાશ’ ને ઘણે ઠેકાણેથી કહેણ આવ્યાં તે પાછાં વાળવાનો વખત આવ્યો હતો. પણ છેલ્લું કહેણ તેમની જ્ઞાતિમાં સારી સ્થિતિના ગણાતા મોભ્ભાદાર આદમીનું હતું. પ્રીતમલાલ–દીવાન ઑફીસના હેડક્લાર્ક હતા. પણ રા. ‘ પરિમલપ્રકાશે ’ એ કહેણ પણ પાછું વાળ્યું. તેમની વિધવા માતાએ ઘણી વિનતી કરી કે, ‘ ગગા ! આ તક પાછી નહિ મળે ’ પણ ‘ તકને પુરુષ સરજે છે ’ એ સોંઘા સૂત્રથી પરિમલપ્રકાશે તેની વાત ઉડાવી દીધી.

રા. પરિમલપ્રકાશમાં કાંઈક શક્તિ હતી એટલે તેને આગળ વધારીને પોતાની પુત્રી મેના આપવાનો પ્રીતમલાલે વિચાર કરેલો: બે ત્રણ વખત વિનતી પણ કરેલી : પણ રા. પરિમલપ્રકાશે ચોખ્ખી ના સુણાવી: ‘ જે કુટુંબમાં આદર્શ નથી, તે કુટુંબની કન્યા મારે ન ખપે. ’

હવે મારે તમને કહેવું જોઇએ કે 'પરિમલપ્રકાશ' એ તો તખલ્લુસ છે. ખરું નામ બાલાશંકર નંદરામ મહેતા. પોતે મેટ્રીકમાં એક વર્ષ નાપાસ થયેલા: બીજી વખત, પ્રયત્ન કરતા હતા: પણ આદર્શવાદી હતા. એટલે કે માસિકોમાં 'પરિમલપ્રકાશ' એ તખલ્લુસથી કવિતાઓ લખતા. જનતાના સ્વભાવથી પોતે કંટાળી જતા. લુચ્ચાઈ જોઇને ત્રાસી જતા. ફુલનો શોખ રાખતા: રંગના ઉપાસક હતા. શિરીષ પુષ્પ વિષે કહેતા કે એ મારું માનીતું છે—એ ફુલ એમણે જોયું ન હતું. કારણ કે શિરીષ એટલે સરસડો એ એમને ખબર ન હતી. એક પત્રના તંત્રીએ તેમના હસ્તાક્ષરોમાં છપાવેલું:

| | |
|---|---|
| તમારું માનીતું ફુલ: | 'શિરિશ.' |
| તમારું માનીતું પક્ષી: | બુલબુલ. |
| તમારો માનીતો રંગ: | ગુલાબી. |
| તમારો પ્રિય વિનોદ: | કાવ્ય. |
| તમારો પ્રિય વિષય: | 'ફીલોસોફી,' ઇતિહાસ, સમાજશાસ્ત્ર, કલા, સાહિત્ય, અને વિજ્ઞાન. |
| તમારું પ્રિય પુસ્તક: | ઓમ્મર ખય્યામ અને કલાપી. |

ટૂંકામાં પોતે આદર્શમાં માનતા.

પરિમલપ્રકાશની કવિતાઓ પ્રગટ થવા લાગી. બે ત્રણ વર્ષમાં જાણીતા લેખકોની હરોલમાં તેમનું નામ પણ

આવ્યું. માસિકના પહેલા પૃષ્ઠ ઉપર ઘણી વખત, તેમની ગહન શૈલીનાં વખાણ આવતાં. કોઈ રા. ચાંદનીપ્રકાશે, 'પરિમલપ્રકાશને !' એ કાવ્ય પણ લખેલું. રા. પરિમલ-પ્રકાશને લાગ્યું કે પોતે આદર્શ જીવન ગાળે છે ! સાહિત્ય સૃષ્ટિમાં પણ તેમનો કક્કો છે : દિવાળી ટાંકણે ઓછામાં ઓછાં ડઝન દોઢડઝન 'કાર્ડઝ' પણ આવે છે : અને પોતે બીજું બધું ભૂલી સ્વપ્ન સૃષ્ટિની વચ્ચે રહેવા લાગ્યા.

મેટ્રીકમાં પાંચમી ફેરે પાસ થયા એટલામાં તેમનાં વૃદ્ધ માતા મરણ પામ્યાં. એટલે રા. પરિમલપ્રકાશને ગમે તે જોખમે નોકરી સ્વીકારવી પડે તેવી સ્થિતિ ઉત્પન્ન થઇ.

૨

પરિમલપ્રકાશને નોકરી તો મળી : એક બેંકમાં કાર-કુન તરીકેની. પણ રૂપિયા, આના, પાઈ સાથે એ રસ સાહિત્ય કળાનો મેળ શાનો જામે ? મિત્રોએ ઘણું સમજા-વ્યું કે 'ભાઇ ! પડયા રહો, ધીમે ધીમે આગળ વધવાની તક આમાં છે.' પણ સાહિત્ય સૃષ્ટિમાંથી ખસી જવાની બીકે પરિમલપ્રકાશે એ નોકરીને પાણીચું આપ્યું. અને તે દિવસે તેમણે બે કવિતા લખી : એક 'તને' અને બીજી 'મને.' 'તને' એટલે કવિતા દેવીને. 'મને' એટલે પોતે પોતાને. પછી તે એક સ્કુલમાં ઍસિસ્ટન્ટ માસ્તર બન્યા. છોકરાઓ સલામ ભરે, 'સાહેબ !' કહીને બોલાવે, પોતાની 'કવિતા' કલાસમાં સમજાવવાની તક મળે, અને વધુમાં કેટલા ય છોકરા જેવા મિત્રો મળવા આવે, આ સઘળું રા. પરિમલને એવું સ્વર્ગીય લાગવા માંડયું કે તેમનું જીવન સુખમાં પસાર

થવા લાગ્યું: એમને કોઇ 'મોટા' ગણાતા માણસો ઓળખતા નહિ: અને એ કોઇને ઓળખતા નહિ.

શાંત એકધારું જીવન શરુ કર્યું.

પણ એમનો રસિક જીવડો એમ કાંઇ શાંતિ રાખે તો તો સર્જન જૂની સૃષ્ટિમાં સર્જન જ શાનું થાય?–એક દિવસ ફરતાં ફરતાં જઈ ચડયા કન્યાશાળા પાસે. એ જોવા તો ગયા હતા નિર્દોષ કન્યાસૃષ્ટિ: પણ સાથે સાથે કન્યાશાળાનાં મહેતીજીઓ પણ જોવાઈ ગયાં. એમાંથી એક એમને પ્રેમમૂર્તિ જેવાં લાગ્યાં. એમની આંખમાં મદઘેરો વિલાસ લાગ્યો: અને વિલાસની પાછળ પ્રેમની સંતાકુકડી-નેનમાં રમતા તારલિયા જેવી દેખી. તારલિયાવાળી એ તારાને પોતાની કરી ત્યારે જ તેમને શાંતિ થઇ.

પણ આ સૃષ્ટિમાં એક દુઃખ છે. દરેક મહા ચીજના પૈસા બેસે છે અને વેપારીઓને કમબખ્ત માસ્તરોએ ગણિત શીખવાડયું છે એટલે એ તો પૈસા વિના ચીજ આપવાની ના પાડે છે. શ્રી પરિમલપ્રકાશ જરાક હાથના છૂટા. વળી રહ્યા સાહિત્યકાર. એટલે બે ચાર મિત્રો એમના જેવા મળે ત્યારે તો એ છૂટ પણ રાજામહારાજા જેવી થઈ જાતી. કોઈને કાગળ લખવો પડે એ કાંઈ સરકારી પાંચ પૈસાનું કવર ન વપરાય: એમાં તો સુંદર કવર, સુંદર 'ડીઝાઇન' અને પાછો પોતાનો મુદ્રાલેખ 'रत्नं समागच्छतु काञ्चनेन'–એ પણ જોઈએ. પરિમલપ્રકાશનાં વહુ બિચારાં ઘણું કહેતાં કે તમે હવે તો કાંઈક ધંધોપાણી કરો તો સારું, પણ 'ફોરવર્ડ'ના કોયડામાં, એક નિબંધ, એક નવલકથામાં, અને એક કવિતામાં એમ ચાર ઈનામોની રમ્ય

કલ્પના સૃષ્ટિ સામે, અને તંત્રીઓના ધડામાર લેખો માગતા કાગળોની સામે, શ્રી. પરિમલપ્રકાશ કાંઇ આગળ વધી શક્યા નહિ. એ હતા તેવાને તેવા જ રહ્યા. ને સર્જન જૂના સાહિત્ય સાથે સર્જન જૂનો પ્રશ્ન–' હું હિંચોળું કે ઉડાડું ?' આવીને ઉભો રહ્યો.

૩

બિચારા પરિમલપ્રકાશ! અંતે નર્મદે પેલી કલમ સામે શિર ઝૂકાવ્યું હતું તેમ ઝૂકાવતા છતાં–એક સવારે સાડા આઠે–સાડા આઠ વર્ષના સાહિત્ય જીવનના ગાળા પછી, અને દોઢ ડઝન દિવાળીના ખાસ અંકોના લેખો માટે માગણી છતાં–હાથમાં પેલી રસિક લાકડી લઈને પાન ચાવતા ચાવતા 'ટયુશન' કરવા નીકળ્યા. દુનિયાની ઘટમાળ જ એવી છે. નહિતર કલ્પનાના આ સ્વામીને, આ સૃષ્ટિની ઉપાધિ–વિજયકાંત, હર્ષકાંત, સુધાકાંત–એમ ત્રણ ત્રણ 'કાંત'ની 'ત્રયાણાં ધૂર્તાણાં' જેવી બાલસૃષ્ટિ જ શા માટે હોય ? દુનિયાની ઘટમાળ જ એવી છે.

જે ઘેર ગયા ત્યાં ઓશરીમાં આરામ ખુરસી ઉપર એક આધેડ વયની રુપભરી સ્ત્રી બેઠી હતી: તેની પાસે આઠ–દસ વર્ષનો ગૌર છોકરો રમતો હતો.

પરિમલપ્રકાશને જોતાં જ 'આવો માસ્તર સાહેબ!' કહીને, હાલના જમાનામાં જે ઠગાઈ ભરેલો વિવેક 'માસ્તર સાહેબ!' પ્રત્યે લોકો બતાવે છે, તેવો વિવેક કરીને બાઈ બેઠી થઈ ગઈ. તેનું સશક્ત ઘાટીલું સુંદર શરીર પરિમલપ્રકાશ જોઈ રહ્યા.

'માસ્તર સાહેબ!–અમારો વિજુ જરાક ગણિતમાં નબળો છે, એટલે આપને બોલાવ્યા હતા.'

કમબખ્ત ગણિત! એ પાછું એનું એ. લોકોને 'ટ્યુશન' પણ ગણિતનું જ જોઇએ. રૂપિયા, આના, પાઇ. ત્યાં પણ પરિમલપ્રકાશને એ જ ઉપાધિ.

'સારું' પરિમલપ્રકાશ મોટેથી બોલ્યા. એમના અંતઃકરણની આંખ સામે વિજયકાંતે મંગાવેલા બૂટ અને સુધાકાંતનાં મોજાં, બન્ને તરવરતાં હતાં. અને મોચી અભણ છે તેથી પરિમલપ્રકાશને ન ઓળખતાં, ને વેપારી ભણેલો હોય તેથી ઓળખીને–બન્ને પૈસા તો લેવાના.

બીજે દિવસથી પરિમલપ્રકાશ નિયમિત સાડા આઠે ઘેરથી ઉપડે છે. અને ચક્રવૃદ્ધિ વ્યાજના પેલા માથાફોડ દાખલાઓ ફૂટી ઘેર આવે છે. એક દિવસ નિયમ પ્રમાણે 'ટ્યુશન'થી પાછા આવતા હતા, ત્યાં તેમના પિતાના મિત્ર, વૃદ્ધ નરભેરામ મહેતા, લાકડીનો ટેકો લઇ સામે આવતા દેખાયા. પરિમલપ્રકાશ એને મળવાના હેતુથી જરા થોભ્યા.

'કોણ?'–ડોસા પાસે આવતાં આંખ પાસે હાથ રાખી પરિમલપ્રકાશને નિહાળવા લાગ્યા.

'એ તો હું પરિમલપ્રકાશ.'

'કોણ બાલો?'

'હા, હા. હું બાલો.'

'આમ ક્યાં જઈ આવ્યો?'

'જરાક મેના બેનને ત્યાં ગયો હતો.'

'એ . . . ય '–ડોસા જરા લંબાવીને બોલ્યા ' સાંભરે છે, ગગા, અમે સૌએ કહ્યું હતું કે બાઈ રૂપાળી છે, ઘર સારું છે, ને આવું નહિ મળે, પણ એક મારું ઉંહું–આજ તો ભણી કારવીને બાજંદો બની ગયો હોત. અને એ જ મેના બાઈ તારાં ધણિયાણી હોત. અપસરા જેવી છે. આજ હવે એને ત્યાં છોકરાને ભણાવવા જાતો હઈશ. '

'હા. ' ક્ષીણ સ્વરે પરિમલપ્રકાશ બોલ્યા. મેનાનું મોહક રુપ તેમની આંખ સામે ખડું થયું. પણ એ બધું હવે મૃગજળની સૃષ્ટિ જેવું હતું.

ડોસાથી છૂટા પડી, જરાક મંદગતિથી, અને ભૂતકાળનો પશ્ચાત્તાપ કરતા, ઘર તરફ વળ્યા : પણ એટલામાં 'રા. પરિમલપ્રકાશ ' એ સરનામાના, પોસ્ટમેને સામે ધરેલા કવરથી, તેમની વિચાર સૃષ્ટિ ઘેરાઈ ગઇ.

સામે પોસ્ટમેન ઉભો હતો. ' આ નામ તમારું છે ? '–નવો હોવાથી પૂછવા ઉભો રહ્યો.

' હા. '

પરિમલપ્રકાશે કવર ફોડ્યું. કવરમાંથી નીકળ્યું–જેમ ડુંગર ખોદતાં ઉંદર નીકળે તેમ–એક તંત્રીનું કરકરીયું.

' રા. ભાઇશ્રી.

આ વખતનો હુતાશની અંક સર્વાંગ સુન્દર બનાવવાનો છે. તેમાં તમારો લેખ અગ્રપૃષ્ઠ પર મૂક્યો છે. તો હવે છેલ્લા પૃષ્ઠ પર મૂકવાનો બીજો એક લેખ તુરત મોકલી આભારી કરશો. '

સામે સાયકલ સાથે અટકાતા બચી જવા માટે પરિમલપ્રકાશ એક તરફ ફરી, કાગળ હાથમાં લઇ તેની ઝીણી

ન દેખાય તેવી કરચ કરી નાખી, પાસેની ગટરમાં ફેંકી ચાલતા થયા : એમના ગુસ્સાથી બોલાયલા ‘ આમાં જ બધું ગયું ’ એ શબ્દો સાંભળીને સાઇકલવાળો જુવાન હસતો હસતો પાછો ફર્યો. ‘ કેમ પરિમલપ્રકાશ ! શાના ઉપર ગુસ્સે થયા છો ? ’

પરિમલપ્રકાશે ઉંચે જોયું. પોતાનો અન્નદાતા—એક વખતની પોતાની મેનાનો વર–સામે ઉભો હતો.

‘ અરે ! ભાઇસા’બ હું તો આ કાગળ ફાડીને નાખી દીધો તેની વાત કરતો હતો–સહેજ અમસ્તો. ક્યાં જઈ આવ્યા ? ’

‘ મકાન બંધાય છે તેની તપાસ કરી આવ્યો. ’

‘ એમ ? ‘ કેમ મજામાં છો ના ?– ’

પરિમલપ્રકાશને હવે સામે ઉભું રહેવું અસહ્ય લાગ્યું.

‘ હા. ’ ‘ ચાલો સાહેબજી ! ’

સાઈકલ ઉપડી ગઇ; પરિમલપ્રકાશ થોડે સુધી તેની પાછળ જોઈ રહ્યા. પાસેના ટાવરમાં સાડા દસનો ટકોરો થતાં જાગીને ઉતાવળે ઘર તરફ દોડવા લાગ્યા ! પણ તેમના મનમાં ભયંકર મોટો અવાજ થયા કરતો હતો. ‘ મારી મેના ! ’

ઘટા હતી. આસપાસ જંગલ હતું. છીપમાં બેઠેલ મોતી જેવું તે સુંદર દેખાતું.

આ ગરીબ ગામમાં એક વૃદ્ધ માછીમાર રહેતો હતો. સાઠ સિત્તેર વર્ષ થયાં દરરોજ સવારે ને સાંજે, એણે હિંદીમહાસાગરના રૂપને નિહાળ્યું હતું. એ બાળક હતો ત્યારે મહાસાગર યુવાવસ્થાનું રૂપ ધારીને ગર્જતા હતો. આજે જ્યારે તે વૃદ્ધ થયો ત્યારે દરિયો સ્વચ્છંદી બાળકના જેવું રૂપ ધારી રહ્યો હતો. એમાં પાણી એટલાં જ હતાં, કાંઠો એવો જ ચોખ્ખો હતો, રેતીમાં એટલી જ સોનેરી રૂપેરી છીપો હતી, માછલીઓ એની એ જ હતી, માત્ર એકલો માછીમાર જ વૃદ્ધ બન્યો હતો.

આ માછીમારની પાસે એક બે અમૂલ્ય વસ્તુ હતી. એની પાસે દુનિયાની ઝવેરાત તુચ્છ લાગે. ભર દરિયે નીલાંકાળાં પાણીમાં અકસ્માત હાથ પડેલી છીપમાંથી મળેલું, રતિની નશા ભરેલી આંખ જેવું એક સુંદર મોતી તેની પાસે હતું. જ્યારે એ જુવાન હતો, જ્યારે મહાસાગરનાં પંદર પંદર માઇલનાં પાણી કાપીને સાંજ પડયે પોતાના ત્રાપાને કાંઠે પહોંચાડવાની એનામાં શક્તિ હતી, જ્યારે દરિયો રમવાના મેદાન જેવો લાગતો હતો, ત્યારે એની વહુના ગળામાં પહેરાવવા માટે મોટા શહાનશાહબાનુને પણ ન મળે એવું આ મોતી તેણે હાથ કર્યું હતું. એ વખતે એની જુવાની હતી. એને જમીન કરતાં દરિયો વધારે વહાલો લાગતો. જમીન ઉપર એ મૂંઝાઈ જતો હલેસાં મારીને મોજાં ઉપર ચડવા ઉતરવાની મજા માણવામાં જ એણે જીવન વિતાડયું હતું. એ ખરેખર દરિયાનો જ બન્યો

હતો. જુવાનીમાં તો એ બે જ જણાનો ભક્ત હતો; દરિયાનો અને એની જુવાન વહુનો. એ બેમાં કોણ વધારે વહાલું એમ જો કોઈ માછીમારને પૂછતું તો એ બિચારો ગભરાઇ જતો; એ કાંઈ બોલતો નહિ. બન્ને સરખાં વહાલાં, પણ કોણ વધારે વહાલું એ કેમ ખબર પડે? જેમ માતા બે બાળકમાં કોણ વધારે વહાલું એનો જવાબ નથી આપી શકતી તેમ આ માછીમાર પણ કાંઇ જવાબ આપી શકતો નહિ. એક રહે ને એક જાય, એવી અવસ્થા સાચો પ્રેમ ક્યારે ય કલ્પી શકતો જ નથી. પણ માછીમારને દરિયા કે વહુ વિષે ન પૂછો તો પણ પેલા મોતી સિવાય એક બીજી એવી જ અમૂલ્ય વસ્તુ એની પાસે હતી. જીવનની કોઈક પળે જ, બહુ સાચવી સાચવીને પ્રેમથી એને એ લડાવતો, પોતે આનંદ પામતો, ને પાછો ધીમેથી એને મૂકી દેતો. એ વસ્તુ પણ દરિયામાં જ મળી ગઇ કહેવાય. રત્નાકર વિના બીજે ક્યાંથી આવાં રત્નો મળે?



આ વસ્તુ તે એની વહુએ એક સાંજે દરિયામાં ગાયેલું ગીત હતું. એ જુવાન હતો ત્યારે તેને એ મળ્યું હતું. અને હજી સુધી તેણે એને જતનથી સાચવ્યું હતું. એક વખત સ્વચ્છ ચાંદની ખીલી હતી. ભૂરું વ્યોમ, દૂધ જેવા દરિયાપર, અનેક તારાઓથી ભરેલું વસ્ત્ર ધરી રહ્યું હતું. આવી રળિયામણી રાતે મેદાનમાં ફરવાનું મન કોને ન થાય? માછીમારને પોતાના મેદાનપર, એ ઘડી ફરવાની મરજી થઇ. અને જુવાન વહુ વિના એકલા ફરવાનું ફાવે જ નહિ, એટલે એને પણ સાથે લીધી. ઘાટા જાંબુડિયા રંગની

આકાશી કોરવાળી સાડી પહેરીને એ પણ દરિયાના મેદાને એ ઘડી સફર મારવા ચાલી. હોડકું દરિયાના શાંત તરંગો-પર ધીમે ધીમે આગળ ને આગળ ચાલતું ગયું.

માછીમારને પોતાના કાંડાપર તો વિશ્વાસ હતો જ, પણ એથી વધુ તો પોતાના દોસ્ત દરિયાપર એને અનહદ વિશ્વાસ હતો. એ વારંવાર કહેતો કે દરિયો મને કોઇ દિવસ દગો નથી દેવાનો. એનાં પાણી જોઇને મને પ્રેમ છૂટે છે. એનાં તોફાન જોઇને મને નાચવાનું મન થાય છે. એની શાંતિ જોઇને ગાવાની ધૂન ચડે છે. દરિયો મને કોઈ દિવસ નહિ ડૂબાવે એ વાત ચોક્કસ છે.

આજ તો રળિયામણી રાત હતી. દૂધ જેવી ચાંદની; શાંતિભર્યો સાગર; ઠંડો મધુર પવન; લાખ્ખો તારાથી શણગારેલી રજની રાણી; અને માછીમાર પ્રેમની પ્રતિમા જેવી જુવાન વહુની નવી સાડીની સુગંધી સોડમાં ભરાઇને બેઠો હતો. વહુનું કાળું તેજસ્વી વદન હસું હસું થઇ રહ્યું હતું. વહુની આંખમાં પણ આજે કાંઇ અજબ તેજ હતું. રાગ અને પ્રેમની વચ્ચે હિંડોળે ચડી હતી, રાગ હતો કે પ્રેમ એ ખબર નથી, પણ માછીમાર વહુનો તંદુરસ્ત હાથ મરડીને ગાલપર બે ચાર હેતની નિશાની મૂકવા અધીરો બની રહ્યો હતો અને વહુ આવા તોફાનની આશા રાખીને મસ્તીખોર નશાભરી આંખે માછીમારને નિહાળી રહી હતી. અથવા માછીમારને તોફાન કરવા આમંત્રી રહી હતી.

પણ હોડકાંની બધી રમત જાણનાર માછીમાર પોતાની વહુને ગાલપર હેતથી જરા ટાપલી લગાવીને જ

અટકી ગયો. સમનોક્ષપણું મોઇને પાણીનો તરમોળ થવાની સજા ભોગવવાની એને ઈચ્છા ન હતી.

તેણે વહુનો હાથ પકડયો; વહુએ હાથ પાછો સેરવ્યો, પણ માછીમારે તે છોડયો નહિ. 'રખ્ખી! રખ્ખી! આજ તો હવે એક ગીત ગા.'

'કયું ગાઉં?'

'પેલું-તારી દાદીએ શીખવાડયું છે તે; એવું કોઇને નથી આવડતું. એ ગીત એકલું જ છે અને તને એકને જ આવડે છે. બસ, આજ તો એ ગીત ગા.'

રખ્ખીની દાદીએ જૂના જૂના વખતથી મોંપાઠમાં જળવાઈ રહેલું એક અદ્દ્ભુત હલકવાળું ગીત રખ્ખીને શીખવાડયું હતું. દાદી મરી ગયા પછી રખ્ખી સિવાય બીજા કોઇને તે આવડતું નહિ. રખ્ખીએ એ ગીત એક જ વખત શરદપૂનમની રાતે ગાયું હતું અને તેની હલક, મીઠાશ, તેજ અને વાતાવરણથી માછીમારો ગાંડા ગાંડા થઇ ગયા હતા. એ લોકગીતમાં પ્રેમની, રાગની, મસ્તીની, એવી એવી વેદના ભરી હતી કે ફરીવાર એ ગીત કોઈ માછીમારને રખ્ખીએ સંભળાવ્યું ન હતું. સંભળાવ્યું હોત તો, સોમરસના અનધિકારીની માફક કે સિંહણના દૂધની જેમ માછીમારોના નબળા દેહ આટલું રસાયન જીરવી શકત નહિ. એ લોકગીતમાં વીંધી નાખે તેવા હજારો શબ્દો હતા. માછીમારો સોમરસ માટે તૈયાર ન હતા. રખ્ખીએ કોઈ દિવસ એ ગીત ગાયું ન હતું, નહિ તો અપાત્રે રેડેલી વિદ્યાની માફક કૈંક તોફાનો જાગત.

આજે રખ્ખીને માછીમાર કનૈયા જેવા રૂપાળો લાગતો હતો. રાતની રાણી તો 'રાધા તું ગોરી ગોરી'ની જેમ કાંઇ અજબ બની રહી હતી. અને રખ્ખી પોતે સ્ત્રીની આખી જુવાની વીતી જાય ત્યારે એકાદ વખત દર્શન માત્ર દઈ જાય છે એવી, પ્રેમ અને રાગની હિંડોળ ભરેલી અવસ્થામાં હતી. હોડકું સ્થિર બન્યું હતું. માછીમાર ભૂરા ભૂરા પાણી ઉપરથી નજર ફેરવી લઇ, વહુને નિહાળવા લાગ્યો. અને રખ્ખીએ પોતાની દાદીએ બતાવેલી હલકથી એ અજબ અને અદ્ભુત લોક ગીત છેડયું.

છેલ્લામાં છેલ્લી ટોચપર ચડેલા સાચા દિલના શબ્દો મૂળ તરવો જેવા છે.

રખ્ખી જે ગાઇ રહી હતી, તેમાં ઘણું ઘણું ભર્યું હતું. એ હલક અજબ હતી, પણ શબ્દોની સરળ મીઠાશ તો હૃદય ભેદી નાખે તેવી હતી. મૃત્યુ કરતાં પણ વધારે બળવાન એવા પ્રેમનું એ ગીત હતું. સાત સાત સાગરને વીંધીને, મેઘલી રાતે પ્રિયતમને મળવા જનારી પ્રિયતમાનું અને આવી જ રાત્રે મળવા માટે પ્રિયતમને આમંત્રણ કરનાર પ્રિયતમાનું—એવું બેવડું રસાયન એક જ ગીતમાં ગૂંથેલું હતું. મળવા આવે તો આવી જ રાતે આવજે. બીજી રાતે આવતો નહિ એમ આહ્વાહન કરી રહેલી પ્રેમની મૂર્તિ એમાં ખડી થઇ હતી. અને એ ગીતમાં પ્રેમનાં તોફાન. વેદના, વ્યથા, વિરહ અને જવાલા ભારોભાર છલકાતાં હતાં. પ્રેમનું રૂપ ન સમજનારને જાણે કોઇ જોબનવંતી નારી, ઇશારા

કરીને વિકાર માત્રને જગાડી રહી હોય એવું લાગે—અને પછી તો જાગેલા વિકારો, ફુંફાડા મારતા વિષધરોની પેઠે, શરીરને વિંટાઇને એની રગેરગમાં રાગનું ઝેર દોડતું કરી દે. મિસરની મશહૂર રાણી ક્લીઓપેટ્રાએ, પોતાના એક આશકને ઝેરનો પ્યાલો દેતા પહેલાં ઇશ્કની જરાક ચટકી દેખાડવા માટે, શરીર પરથી એકનું એક અમૂલ્ય વસ્ત્ર ફેંકી દઇને, જેવું નૃત્ય કર્યું હતું તેવુંજ નૃત્ય, આ ગીતમાં પણ જાણે કે રાગની મૂર્તિ જેવી સ્ત્રી કરી રહી હોય એવું લાગે. ઇશ્કમાં આંધળી બનેલી કોઈ ફાટફાટ જોબનવંતી નારી સાત સમુદ્રની પાર નરને સાદ દઈ રહી છે. પણ યૌવનનો આટલો તન્મનાટ ને ઉકળાટ એ માત્ર ઉપરનો ખોટો ચળકાટ હતો—અંદર, એ ગીતમાં તો સાત સાત સાગર વીંધીને તરનારો, જીવન મૃત્યુની ગાંઠ બાંધનારો, નિઃશબ્દ ને નિર્વિકારી, અદ્‌ભુત અને અનન્ય, આત્માની જ્યોતિ જેવો પ્રેમનો સાદ હતોઃ એવો સાદ હતો કે જેવો રતિએ કામને માટે કર્યો હતો; જેવો શંકરે પાર્વતી માટે કર્યો હતો; જેવો રામચંદ્રે પમ્પા સરોવરને કિનારે સીતાને માટે કર્યો હતો.



રબ્બી જેવી મીઠી હલકધર જુવાન સ્ત્રી ગાનારી, આવું રૂડું ગીત, શબ્દ, તાલ, સરળતા, સંગીત અને ભાવ, બધાનો દૂધ સાકરના જેવો એકરસ થએલો મેળ, એકાંત શાંત રાત્રિ અને દરિયાના દોસ્ત જેવો માછીમાર સાંભળનારો. પ્રેમસાગરના સંગીત જેવું એ અનન્ય ગીત બન્ને જુવાન વર વહુ ફરીફરીને ગાવા લાગ્યાં, ફરીફરીને ઝીલવા લાગ્યાં. એકનું ગીત તે બન્નેનું બની ગયું. માછીમારને એ ગીત આવડી ગયું.

પણ વહુએ કહ્યું હતું કે 'જોજે માછીમાર ! આ ગીતને આવી હલકથી ક્યારે ય ગાતો નહિ. કોઈ એને સમજશે નહિ. એ ગીત સાંભળીને, માછીમારો તાડી પીવા દોડશે, દારુ પીવા દોડશે, ઇશ્ક કરવા દોડશે. અને જેમ શેતાનની સેના છૂટે તેમ વિકાર માત્ર છૂટા થશે. એ ગીત સાંભળનારાઓમાં અજબ જોર ને અજબ સંયમ જોઇએ; જોજે, ભૂલે ચૂકે આ ગીત ગાતો નહિ. દાદીએ ગાવાની ના પાડી છે. છોકરાંથી છાશ પીવાય નહિ. કોઇને આપતો નહિ. એના કરતાં તો દરિયામાં જ દફનાવજે.'

એ દિવસે ગાયેલું ગીત વહુએ પછી ફરીવાર ક્યારે ય ગાયું નહિ. માછીમારે એને ફરીફરીને મનમાં સંભાર્યે રાખ્યું. અને જેવું એનું મોતી હતું, તેવું આ ગીત બની ગયું. મોતી જેમ વહુની યાદ આપતું, તેમ ગીત વહુને સંભારી આપતું. પછી કાળે કાળે વહુ તો ગઇ, માછીમાર વૃદ્ધાવસ્થામાં એકલો થઇ ગયો. પણ દરિયો રહ્યો, પેલું મોતી રહ્યું ને આ ગીત રહ્યું.

•

જુવાન માછીમારે વૃદ્ધાવસ્થા સુધી જે એક બે અમૂલ્ય ચીજો સંઘરી હતી તેમાં એક તો પેલું મોતી હતું ને બીજું આ ગીત હતું. વહુના મરણ પછી તો માછીમાર દરિયા માટે જ જીવતો હતો. મોતી નિહાળવું, ગીત ગાવું ને દરિયો ખેડવો. બસ, એં–વૃદ્ધ બન્યો ત્યાં સુધી આટલી જ ક્રિયા કર્યે રાખતો. આ બધા જીવન મિત્રોને પોતે પ્રેમથી લડાવતો ને તેમની પાસેથી પ્રેમ મેળવતો. જ્યારે ભૂરા દરિયામાં એકલો હોય ત્યારે જ માછીમાર એ ગીત ગાતો.

એક દિવસ માછીમારોનો ઉત્સવ દિન હતો. નવા શણગાર સજીને અજ્ઞાન લોકની આનંદ પ્રદર્શિત કરવાની રીત પ્રમાણે મીઠાઈ ઉડાવી દારૂની મજા ચાખવા સૌ સજ્જ થયા હતા; એટલામાં એક જુવાને કહ્યું ને સૌએ ઝીલ્યું કે ચાલો વૃદ્ધ માછીમાર પાસે; એને એની વહુ પાસેથી જે ગીત મળ્યું છે તે ગવરાવીએ.

માછીમારો આવ્યા ત્યારે સાંજ પડતી હતી અથવા પૃથ્વીના મનુષ્યો દિવસે જેટલા જુદા જુદા રસ અનુભવે તે બધામાં પીંછી બોળીને કોઈએ આકાશને રંગી દીધું હતું. જેનું હૃદય લાગણીપ્રધાન હોય તેને માટે આ સમયે અનેક સંદેશા, અનેક વાતો, અનેક ગુપ્તમંત્રો ભર્યા હોય છે. માછીમાર પોતાની જુવાન વહુની સાડીના રંગ આકાશમાં નિહાળતો બેઠો હતો, એટલામાં આ ટોળાના નાયક જેવો પેલો જુવાન માછીમાર આવ્યો. બેસતાં જ બોલ્યો,

'આજે સૌ શોખમાં છે. તમે પેલું ગીત ગાશો ?'

'કયું !'

'પેલું–તમારી વહુ પાસેથી શીખ્યા છો તે'

'હા–પે . . લું . . કાં ? . . . પણ બીજું ગાઉં તો ?'

'ના એ તો એ જ. આજ સૌને સાંભળવું છે!'

'એમ ?'

તે ઘડીભર જવાબ આપ્યા વગર આકાશમાં જોઈ રહ્યો. સાંજ એવી સુંદર હતી કે રાત્રિ વધારે સુંદર બનવાની આગાહી આપી રહી હતી. આવી રાતે એ ગીત ગાવા સાટે માછીમારનો જીવ પણ તલપાપડ થવા લાગ્યો.

'તમારામાં હોડકું હાંકવામાં સૌથી હોંશિયાર કોણ છે? શરત કરી હોય તો કોણ સૌથી આગળ જાય?'

જુવાન કાંઈ બોલ્યો નહિ, પણ ધીમેથી ડોકું નીચું નમાવ્યું; 'સૌથી પહેલો તો હું જ આવું!'

વૃદ્ધે તેને ઘડીભર નિહાળ્યો. 'આજ કેમ તને એ ગીત સાંભળવાનું મન થઈ આવ્યુ?'

'ઇશ્કની વાત જુવાનીમાં કોને ન ગમે?'

વૃદ્ધે એક પળમાં નિશ્ચય કર્યો હોય તેમ અકસ્માત બેઠો થયો, ઝૂંપડાની અંદર ગયો, ને એકદમ બહાર આવ્યો.

'જો, આ શું છે?'

વૃદ્ધના હાથમાં પેલું મોતી હતું. શું તેનું તેજ! ઘૂંટી-ઘૂંટીને ચંદ્રને કોઈએ નાનો બનાવી દીધો હોય!

જુવાનને લલચાવતું, જાણે ભાષા બોલતું હોય તેમ, વૃદ્ધના હાથમાં તે શોભી રહ્યું. કામદેવને મોહ પમાડવા જાણે રતિ આખું શરીર સંતાડીને માત્ર એક આંખ દેખાડી રહી હોય!

વૃદ્ધે જુવાનની છેક નજીક તે ધર્યું. 'આ જોયું? કાળાં ભમ્મર પાણીમાં, કોઈ પચાસ સો વર્ષે, શરદ પૂનમની રઢિયાળી રાતે અકસ્માત એકાદ સોનેરી જલબિંદુ પડે તેનું આ મોતી બંધાય છે. એ પૃથ્વીમાં મળતું નથી ને સ્વર્ગમાં બનતું નથી. આની જોડ આખી દુનિયામાં કોઈની પાસે નથી.'

જુવાન આશ્ચર્યમુગ્ધ બનીને બધું સાંભળી રહ્યો. વૈશાખ માસની પૂનેમે જેમ કોઈ ધન્ય પળે બંસી બજતી હોય, સ્મરક હલક દેતાં હોય, ઠંડો હિમાળા જેવો પવન

આવતો હોય, જળમાં પોયણી ખીલીને ચંદ્ર સામે નીરખી રહી હોય, સૃષ્ટિ જાણે પ્રેમથી ભરી ભરી લાગતી હોય, એ વખતે કોઈ વિરલ સ્ત્રી 'આધાન' ધરે, ને એમાંથી જેમ દુનિયાના મૂકુટમણિ જેવો પુરૂષપ્રવર બહાર આવે, તેમ આ મોતી કોઈ ધન્યપળે ઝીલાયલું સોનેરી રૂપેરી જલબિંદુ હતું; અને હતું તો જલબિંદુ, પણ રતિએ કામદેવને પીવરાવવા પ્રેમ રસનું જે છલોછલ પ્યાલું ભર્યું હતું, તેમાંથી અકસ્માત નીચે પડી ગયેલું.

જુવાન અનિમિષ તે મોતી નિહાળી રહ્યો, નિહાળી જ રહ્યો. મોતી આટલું સુંદર હોઈ શકે, એવી કલ્પના પણ એને ક્યારે ય થયેલી નહિ.

'આ મોતી તારૂં છે.-તને આપવું છે.' વૃદ્ધ માછીમાર શાંતિથી બોલ્યો. જાણે ભયંકર અકસ્માત થયો હોય તેમ જુવાન સ્થિર રહી શક્યો નહિ. અતિ આનંદ અકસ્માતનું જ રૂપ છે.

'મારૂં ? . . . મા . . . રૂં ? . . . હેં !'

વૃધ્ધે શાંતિથી–દૃઢતાથી જવાબ વાળ્યો. 'હા, તારૂં–પણ એક સરતે.'

જુવાન આવા અમૂલ્ય મોતીના બદલામાં મળનારી સરતની કલ્પનાથી ધ્રૂજવા લાગ્યો.

'મને હોડીમાં બેસારીને, બધા માછીમારો આંહીં પહોંચે તે પહેલાં દરિયામાં હું કહું ત્યાં તારે હોડી છોડી દેવી.'

આવી સહેલી શરતથી જુવાન રાજીરાજી થઈ ગયો. તેણે, થોડીવારમાં દરિયા કિનારે પહોંચી વૃદ્ધને બેસારીને

હોડી હંકારી મૂકી ને તેને મૂકીને પવન વેગે બીજી હોડીમાં પાછો આવી ગયો. તેના હાથમાં પેલું અમૂલ્ય મોતી ચળકતું હતું !



જુવાન માછીમાર પાછો આવ્યો ત્યારે બીજા બધા વૃદ્ધનાં ઝૂંપડામાં એકઠા થઈ ગયા હતા. કેટલાક કહેતા હતા કે એને બાંધીને પણ આજે ગવરાવવું. કોઈએ કહ્યું કે એ ગીત તો આપણે લઈ જ લેવું છે. એટલામાં આ જુવાન માછીમાર પાસે આવ્યો.

એક ઝપાટે સૌ તેના તરફ ફર્યા. છૂપાવવાનું મન હોય છે, છતાં માણસ હદ ઉપરાંતનો મનોભાવ છૂપાવી શકતો નથી. તે આનંદથી હસું હસું થઈ રહ્યો હતો.

'લઈ લીધું ! આવી ગયું, હવે જખ મારે !'

'શું ? શું ? શું લઇ લીધું ?' ના અવાજોથી ટોળું તેને વધારે ને વધારે ઘેરવા લાગ્યું.

માછીમાર તરીને સૌથી દૂર ઊભો. તેણે હથેળી ઉઘાડી. 'જૂઓ, આ શું છે ?'

'અહાહા !' એક અવાજે સૌ બોલી ઉઠયા.

'આ તે મોતી કે પાર્વતીના પ્રેમનું આંસુ ! . . . પણ . . . એ ક્યાં છે ? એ ડોસો ક્યાં છે ? પેલું ગીત ક્યારે ગાય છે ?'

અત્યારસુધી જુવાન ગીતની વાત જ ભૂલી ગયો હતો તેને હવે તે સાંભરી. 'આહાહા ! ત્યારે એ ગીત—એ ગીત તો ખોયું !'

'કેમ ક્યાં છે એ ? ક્યારે ગાય છે ?' 

'વૃદ્ધ માછીમાર તો દરિયામાં પહોંચ્યો. હું જ તેને મૂકી આવ્યો.'

'જલ્દી ચાલો. પીછો પકડીને આજ એની પાસેથી સાંભળવું છે તે ચોકકસ છે. આ મોતી આપીને તેણે તને ઠગ્યો. ચાલ, એ પાછું એને આપી દેવું છે.

o

માછીમારો ઝપાટાબંધ દરિયા તરફ ઉપડ્યા. થોડી વારમાં શબ્દો સ્પષ્ટ ન સંભળાય તેમ ગીતના સ્વર આવવા લાગ્યા. વૃદ્ધ માછીમાર ગાતો હતો. પણ આજે એ ગાન ને ગાનારો બન્ને જૂદા હતા. આજે એ ગીત મટી ગયું હતું. આજે તો જાણે માછીમારનો આત્મા શબ્દરૂપ બનીને ધી મે ધી મે ઉંચે ને ઉંચે ચઢી રહ્યો હતો!

માછીમારો પાસે ને પાસે જવા લાગ્યા. ગીત વધારે સ્પષ્ટ થવા લાગ્યું. વિરહ ને વ્યથા એટલાં હતાં, પ્રેમ ને વિયોગ એવાં ભર્યાં હતાં કે સાચી વ્યથાનો, સાચા પ્રેમનો, સાચા આંસુનો જાણે વૃદ્ધ માછીમાર સાદ કરી રહ્યો હતો! સં ગી ત ન હ તું; સા દ હ તો.

એણે દૂ ર દૂ ર પોતાના દોસ્ત દરિયાના તરંગ પર, [illegible] રંગની સાડી પહેરીને નૃત્ય કરતી પોતાની જુવાન વહુ દેખી હોય કે ગમે તેમ પણ તે સાદ કરી રહ્યો હતો — ના શ વા સા દ દ ઈ ર હ્યો હ તો.

આગળ વધેલા માછીમારો છેક પાસે આવ્યા. બોલાવે તો સંભળાય એટલું જ છેટું રહ્યું. ગીતની છેલ્લી—છેક છેલ્લી—એવી તો અજબ મીઠાશ ને વેદનાથી ભરેલી હલક આવી કે ન જાણનારા માછીમારોએ પણ કહ્યું કે 'અરેરે! આ

છેલ્લું લાગે છે. ગીત છેલ્લું છે. નહિતર આટલી મીઠાશ ન જ હોય.' સાગરના તરંગે તરંગમાં એના સ્પષ્ટ પડઘા પડી રહ્યા હતા.

'અહાહા! શી હલક છે!' સૌ એકી સાથે બોલી ઉઠયા. એ વખતે ગીતમાંથી શબ્દો નહિ, પણ પ્રેમનાં આંસુ ટપકતાં હતાં.

માછીમારો આગળ ને આગળ વધવા લાગ્યા. વૃદ્ધ માછીમાર સ્પષ્ટ દેખાવા લાગ્યો. જાણે દરિયાના તરંગોપર તેણે કાબુ મેળવ્યો હોય તેમ જલ શાંત બન્યાં હતાં; હજારો સોનેરી રૂપેરી ને આસમાની માછલીઓ પોતાનાં ડોકાં કાઢી કાઢીને આવો સાદ ક્યાંથી આવે છે તે સાંભળી રહી હતી. રાત થંભી ગઈ હતી. તારાઓ સ્થિર બન્યા હતા, કાલ અટકી ગયો હતો; માછીમાર સંગીત નહિ પણ સાદ —રણમાં ભૂલો પડેલ માણસ પોતાના સાથીને કરે છે તેવો,— દરિયાના અગાધ જલમાં કરી રહ્યો હતો. અને એ છેલ્લું હતું.

માછીમારો જ્યારે છેક પાસે આવ્યા, જ્યારે એક હોડીમાંથી બીજીમાં કૂદાય એટલું જ છેટું રહ્યું, ત્યારે છેલ્લો બોલ પૂરો થયો, અને વૃદ્ધ માછીમાર તેમની સામે જોયા વિના શૂન્ય બનીને, શાંત બનીને તદ્દન સ્થિર ઉભો રહ્યો!

પણ આકાશ, દરિયો, ને અંતઃકરણ પેલી હલકના પડઘાથી, અનેક શબ્દો બોલી રહ્યાં હતાં.

'અમને એ ગીત ફરી સંભળાવ—શાબાશ' માછી-મારોએ કાંઇક આવું કહ્યું.

પણ બોલ્યા વિના, માત્ર દૃષ્ટિથી જ જાણે જવાબ અપાઈ

ગયો હોય તેમ, જરાક નજર કરીને માછીમાર પાછો સ્થિર ઉભો રહ્યો.

એટલીવારમાં તેની દૃષ્ટિ દરિયાના લાખો તરંગો ઉપર ફરી વળી. પછી તે ધીમેથી બોલ્યો:

' દોસ્ત ! મિત્ર ! તેં મને કેટલું ને કેવું કેવું રમાડયો છે ! આજ હવે છેલ્લે પણ એવું જ રમાડજે.' માત્ર પોતે જ સાંભળે તેવા આટલા શબ્દો બોલીને વૃદ્ધ માછીમાર પોતાની હોડીમાંથી આગળ વધ્યો.

તેને અટકાવવા પેલા જુવાન માછીમારે એક છલંગ મારી અને પેલું અમૂલ્ય મોતી તેના તરફ ફેંકયું ' લે,–આ તારૂં મોતી લે.'

પણ એ શબ્દો પૂરા સાંભળ્યા ન સાંભળ્યા તે પહેલાં, વૃદ્ધ ઉંચે કુદ્યો, પોતાના બધા જોરથી દરિયામાં–પોતાના મિત્ર જેવા દરિયામાં–એક ભૂસ્કો માર્યો. તેના માથાપર અથડાઈને પેલું મોતી થોડેક ઉંચે ઉડયું ને જ્યાંથી નીકળ્યું હતું ત્યાં જ પોતાના સ્વામીની સાથે પાછું દરિયામાં પડયું.

## પહેલેથી છેલ્લે સુધી

૧

ખુશાલ જ્યારે બહાર આવ્યો ત્યારે નીલાંછમ ઝાડવાં પર સોનેરી તડકો ચળકતો હતો. મેંદીની વાડમાં દેવચકલીઓ રમી રહી હતી. એક લીમડાની ડાળ પર બેસીને અકાલે કોયલ બોલતી હતી, સૃષ્ટિ નવો વેષ પહેરીને આનંદ કરી રહી હતી.

અને પૃથ્વી રૂપાળી ન હોય તો પણ રૂપાળી લાગે તેવી ખુશાલની સ્થિતિ હતી. સાત, ચૌદ, એકવીસ એમ અઠવાડિયું, અઠવાડિયું ગણતાં, ઓગણપચાસમે દિવસે એનો તાવ ઉતર્યો હતો.

આજે એ પહેલ વહેલો ઓશરીમાં આવીને ગરમ કપડું ઓઢીને બેઠો ત્યારે જાણે કોઈ નવા જ આનંદથી પૃથિવી નાચી રહી હોય તેવું એને લાગ્યું. એણે એની માને કહ્યું. પણ ખરું કે 'મા! આજે કોઈ રાજા આવે છે કે જમીન આવી ચોખ્ખી બની ગઈ છે?'

ભીની આંખ લૂછતાં માએ જવાબ વાળ્યો: ‘ બેટા ! આજે દેહનો રાજા ‘ પ્રાણ ’ આવે છે માટે પૃથ્વી રૂપાળી રૂપાળી બની છે. ’

અને એ સાત આઠ વર્ષનો છોકરો માના વાક્યનો મર્મ સમજ્યો હશે કે નહિ એ કહેવું મુશ્કેલ છે, પણ જે અગાધ કલ્પના ને સહાનુભૂતિથી બચ્ચાં મોટાની વાતનો સાર પકડી કાઢે છે, તેવું કાંઈક ખુશાલ પણ સમજ્યો હશે. કારણ કે તે તરત જ બોલ્યો: ‘ મા ! હવે હું જીવતો રહી ગયો કાં ? હુ મરી જાત તો તારે રોવું પડતનાં ? ’

જવાબ ન આપવા માટે, ને ભીની આંખ છૂપાવવા માટે, ફળીમાં જીભ કાઢીને એક કૂતરું ઉભું હતું તેના તરફ મા ફરી અને ‘ કૂતરું જો તો—જો તો’ કહેતી ત્યાંથી આઘી ખસી ગઈ.

પણ ખુશાલ ખુશ ખુશ હતો. એક તો પોતે જીવતો રહ્યો એ ભાનથી પણ એથી વધારે તો પોતાના જીવનને અતિ મહત્ત્વનું માનનાર કોઇ છે એ જ્ઞાનથી. આત્મ-ગૌરવથી કે અતિ સંતોષથી, તે શહેનશાહની માફક આનંદ ભર્યા ચહેરે આમ તેમ જોવા લાગ્યો. અને એમ જોવામાં જ પોતે કોઇના પર મોટો ઉપકાર કરી રહ્યો છે એ સમજણથી તેનું જોવું પણ બહુ જ ગૌરવ ભર્યું હતું. અને એટલું ગૌરવ મૂઠી હાડકાના દેહમાં વધારે પડતું લાગતું હતું.

‘ કંગલી ! કંગલી !’ . . . ’ બે ચાર ટીખળી છોકરાં પસાર થતાં હતાં. ખુશાલના લેવાઈ ગયેલા ચહેરા પર ને મૂઠી હાડકાના દેહ પર વિવેચન કર્યા વિના રહી શક્યાં નહિ.

‘ એ જોવું હોય તો, આ ખુશાલિયો કેવો લાગે છે !’

છોકરાં રમત ગમત મૂકીને ત્યાં ઉભાં રહી ગયાં... અશક્ત શરીર પર આવાં સશક્ત છોકરાં ટીકા કરે તે ન ખમાયાથી કે પછી, જે માબાપે આવાં છોકરાં પેદા કર્યાં તે માબાપની લગ્નગ્રંથીની ક્રૂર મશ્કરી કરવાના હેતુથી, ફળીમાંથી પાછું ફરેલું કૂતરું એક બે વખત ભસ્યું ને છોકરાં સામે ભસે છે એ જોઇને શરમથી શાંત બની ગયું. મનુષ્ય જાનવર જેવું વર્તન કરે છે ત્યારે જાનવરો ઘણી વખત ધિક્કાર ભરેલી શાંતિ જ ગ્રહણ કરી લે છે.

૨

છાનો છાનો દર્પણમાં જોવાથી જે દેહની નિર્બળતા ખુશાલને ખૂંચી ન હતી, તે જ્યારે આવી રીતે જાહેરમાં વિવેચન પાત્ર બની, ત્યારે ખૂંચવા લાગી. અને પછી જેમ ઠીંગણો માણસ ઉંચા માણસની હાજરીમાં હમેશાં એક જાતની નાનમ કે ઉંડી ઉંડી શરમ અનુભવે છે એવી શરમ તે પણ બહાર નીકળતાં, વાતો કરતાં, કે રમતાં અનુભવવા લાગ્યો: શરમમાં ઘણી વખત છાનો ધિક્કાર પણ હોય છે.

એટલે ખુશાલ જેમ જેમ વધારે સાજો થતો ગયો તેમ તેમ પોતાની ટીકા સાંભળીને ધીમે ધીમે સૌથી વિમુખ થવા લાગ્યો. પાડોશીનાં બૈરાં, કેટલીક વખત તે સાંભળે તેમ બોલતાં. 'જોયું મણી! ખુશાલ કેવો લેવાઈ ગયો છે, સાવ, હાડકાનો માળખો રહ્યો છે. છોકરા, તારી માને કહેજે હમણાં લોભ ન કરે ને તને ખવરાવે હો! તારી મા બહુ લોભણી છે' છેલ્લું વાક્ય વીંછીના ડંખની પેઠે સોંસરવું નીકળીને બળતરા આપતું: એમાં દયા—અને

દયા એટલે પ્રીતિ નહિ પણ ધિક્કાર–સ્પષ્ટ હતો. કારણ ન સમજી શક્યો તો પણ ખુશાલ સૌનાથી વિખૂટું રહેવાનું જ વધારે ને વધારે પસંદ કરવા લાગ્યો.

થોડા દિવસો પછી ખુશાલ પોતાનું દફતર ખંખેરી, ચોપડીઓ લઈ, 'નવા વાઘા' સજી ખુશખુશાલ બનીને નિશાળે ચાલ્યો. રસ્તામાં સૌ છોકરા તેની સામે જોતા આવતા હતાઃ કેટલાક છાનું છાનું હસતા હતાઃ કેટલાક વળી દોડીને પોતાના આગળ જતા મિત્રને પકડી ઉભો રાખી, ખુશાલ પસાર થાય ત્યારે હસવાનો લહાવો લેતા હતા. આમ ટીખળી બનીને છોકરાંઓ મજાક કરતાં હતાં. ટાલવાળું મોટું માથું, તેમાં નાની પડતી ટોપી, હાડકા જેવા હાથપગ અને એમાં પાછો ખુશાલનો રોફ. કોઇની સામે જોવાનો નહિ, કોઈની સાથે વાત કરવાનો નહિ, પણ પોતાના પાટલુન ને બૂટના ગૌરવ પર અધર ને અધર ચાલવાનો. નિશાળના પગથિયાં આવ્યાં, ત્યાં સુધી છોકરાંઓએ પેટભરીને તેની મશ્કરી કરી. અને એટલામાં તો એને 'રાણે–સંગ' 'મુડદાલ' 'ગીધડું' 'સાપોલિયું' ને એવા એવા કેટલા ય, ઢંગધડા કે અર્થ વિનાના ભાડૂતી ઈલ્કાબો જેવા ઈલ્કાબ પણ મળી ચૂક્યા !

ખુશાલ જ્યારે કલાસમાં દાખલ થયો ત્યારે જૂના માસ્તરને બદલે નવા માસ્તર દેખાયા.

જૂના માસ્તર સાડાસતર રૂપિયાના હતા, નવામાસ્તર સાડાતેર રૂપિયાના હતા. ખુશાલને આવતો જોઇને તેમણે ખુરશી પર બેઠાં બેઠાં જ પૂછ્યું:

'કોણ છો ?—કયા કલાસમાંથી આવ્યો ?'

ખુશાલ તો 'એ. બી. સી. ડી.' બધું ભૂલી ગયેલો એટલે ઉતાવળમાં તેનાથી બોલાઈ ગયું. 'સાહેબ 'યુ' કલાસમાંથી.' છોકરા ખડખડાટ હસી પડ્યા !

ભોંઠો પડેલો અને શરમીંદો તથા ધૂંઆપૂંઆ થયેલો ખુશાલ તેમની સામે જોઇ રહ્યો. તેનું ચાલે તો સૌને અડાવે. પણ એટલામાં તો માસ્તર સાહેબ બોલ્યા.

'ભાંગ બાંગ તો નથી પીધી નાં ?'

ખુશાલે ભાંગ પીધેલી નહિ, પણ જે પ્રજા, પોતાનાં જવાહીરો સાડાતેર રૂપિયાના હાથમાં સોંપે તેણે ઝેર લીધેલું ખરું. અથવા, અમદાવાદી વાણિયાની પેઠે, ઘણી વખત એક તાકો કપડું ને એક છોકરું એ બધાં સરખી કિમ્મતનાં જ થાય છે !

'હેઠો બેસ. હેઠો બેસ.'

ખુશાલ મૂઢની માફક ઉભો રહ્યો.

છોકરાઓ બોલી ઉઠયા: 'સાહેબ કહે છે હેઠો બેસી જા, હેઠો બેસી જા.'

અને અમેરિકાના મેકસીકોમાં કેટલાં ગામડાં છે તે અમદાવાદી પોળના છોકરાંને, સાહેબ, સોટી લઇને ભણાવવા લાગ્યા !

પરંતુ, આ લાંબા મંદવાડે, અને આવી કનડગતે ખુશાલને બદલાવી નાખ્યો. હવે જે છોકરું મૈત્રી કરવા આવતું, તે પોતાની મશ્કરી કરે છે તેમ તેને લાગવા માંડયું. જે હસે, તે પોતાની ટાલને હસે છે તેમ તેને દેખાયું. અને જો કોઈ બે છોકરા, કાન કરડીને વાત કરે

તો તેઓ મારા વિષે જ વાત કરે છે, તેમ લાગવા માંડ્યું. છોકરાને વહેલો વહેલો હોંશિયાર કરવા માટે માબાપે તેને નિશાળે મૂક્યો હતો. એટલે ખુશાલ ધીમે ધીમે સૌની સાથે તો થવા લાગ્યો. પણ નિર્જીવ લેસન સિવાય બીજાં બધા જીવન કાર્યમાં વિખૂટો પડવા લાગ્યો.

૩

મંદવાડથી આવેલી નિર્બળતાને લીધે જરાક ચીડિયા સ્વભાવનો બનેલો ખુશાલ, નિશાળની પજવણીથી, વધારે ને વધારે એટલો પડતો ગયો. છોકરાં એને રમાડતાં રમાડતાં પણ ખીજવ્યા વિના રહેતા નહિ; માસ્તર, જ્યારે જ્યારે ખુશાલની શિથિલતા દેખાય ત્યારે ત્યારે 'તારો દેખાવ ઊંટના જેવો છે, પણ અક્કલ તો ગધાડાની છે, એમ કેમ?' એવું કાંઈક સુંદર વાક્ય બોલીને, તેનો ઉત્સાહ પહેલેથી જ વધારી દેતા ! પણ સૌથી વધારે ભયંકર બીના તો અમદાવાદની પોળની, નવરી સ્ત્રીઓ વિષે હતી. ઘર આંગણે નળ એટલે પોળમાં જ્યાં હજારો લોકના થૂંક પડ્યાં હોય, એવી ધૂળમાંથી, પોતાનાં વાસણ આભલાં જેવાં સાફ કરવામાં, પોળમાં રહેનારી સ્ત્રીઓ પાવરધી ગણાય છે! એકાદ ખૂણામાં જ્યાં સડી ગયેલ ભાત દાળ, થૂંક, દાતણની ચીરો, 'પ્રજાબંધુ' કે 'ગુજરાતી પંચ'ના ડૂચા, દીવાસળીનાં ખાલી ખોખાં, લીપ્ટનનાં ફૂટેલ ડબલાં કે બીજાં પણ એવાં જ અનેક રત્નો, અમૂલ્ય ભંડારની જેમ હમેશાં સચવાય છે ત્યાં એ ભંડારની ચોકી કરતી સ્ત્રીઓ, સામે સામે બેસીને, 'વેજીટેબલ ઘી વિષે ડૉકટરો સારો અભિપ્રાય આપે છે, ને મે'માન હોય ત્યારે અમે તો એ ઘી

નવી સ્થપાતી સભામાં સેક્રેટરી શી રીતે થવાય—બસ, એને એક જ ધૂન હતી. હું શી રીતે કાંઇક પણ મેળવી શકું. મેળવવું, મેળવવું ને મેળવવું એ જ એનું જીવન ધ્યેય બની રહ્યું.

આવા જીવન ધ્યેયવાળા માણસો પોતે શી રીતે મેળવે છે, એવી એવી માસ્તરના ઉપદેશમાં શોભે તેવી ફીલસુફી, ડોળવા નવરા નથી હોતા. તે તો મેળવ્યે જ જાય છે. હજી એલ. એલ. બી નહિ થયેલો ત્યારે ખુશાલ એક નિશાળમાં થોડો વખત માસ્તર હતો. ત્યારે પણ, એને વાત માત્રની ગંધ આવે કે અમુક માસ્તરને અમુક ટયુશન મળવાનું છે, ત્યાં રાત્રે એ પહોંચી જાય ને બીજે દિવસ તો પેલા માસ્તરને ખબર પણ આપે કે મેં એક ટયુશન મેળવી લીધું છે!

હોંશિયારી એ જીવનનો એક ભાગ છે એમ માનવાને બદલે હોંશિયારી એ જ આખું જીવન છે એમ કેટલાક માની લે છે.

ખુશાલને પ્રતિષ્ઠિત ગૃહસ્થ ધારીને એક માણસે તેને ત્યાં પૈસા મૂકેલા.

માણસ મરી ગયો ને પૈસા રહી ગયા. પેલાની વિધવા પૈસા લેવા આવી. ખુશાલ દિલગીર થયો. મિત્રના મરણ માટે અફસોસ કર્યો. પણ પૈસાની વાત કાઢી નહિ! બાઇએ સંભારી ત્યારે રોકડો જવાબ આપ્યો કે તમારી ભૂલ થાય છે! હોંશિયારી!

ઘણી વખત એવું જ બને છે, સુંદરમાં સુંદર સ્વભાવની સ્ત્રી અતડામાં અતડા પુરુષને જ મળી જાય છે. એવા અકસ્માત, થાય છે. ખુશાલની સ્ત્રીનો સ્વભાવ અત્યંત સુંદર

સ્વભાવે પૈસાવાળા શ્રીમંત જેવો બની ગયો !–મેળવવાની એની તૃષ્ણા–બીજા પર સરસાઈ ભોગવવાની એની ઈચ્છા –આવા જીવનમાં જન્મી, વિકાસપામી, વધી, ને સ્વભાવરુપ બની ગઈ.

નિશાળના આ જીવનને તો વર્ષો વહી ગયાં. પણ જેમ અદૃશ્ય દેખાતા મૂળ ઉપર જ ઝાડનું અસ્તિત્વ છે, તેમ અદૃશ્ય જણાતા જીવનના પ્રસંગો ઉપર જ માણસ ઘડાઈને ઉભો હોય છે. એટલે ખુશાલ નિશાળમાંથી નીકળતાં પહેલાં, માણસની ઉમ્મરનો ન હતો, પણ માણસ તરીકે ઘડાઈ ચૂકયો હતોઃ એ માણસ બની જ ગયો હતો. એમાં વધવા ઘટવાનું થોડું રહ્યું હતું, તે તેના હવે પછીના જીવનમાંથી ઘડાવાનું હતું.

વર્ષોની મહેનત પછી અને કદાચ લગભગ એકલવાયા અથવા ઉપર ટપકેની સુધરેલી દોસ્તીવાળા જીવન પછી તે બી. એ. એલ. એલ. બી. એડવોકેટ તરીકે–અને વકીલ તરીકે બહાર આવ્યો. તેની હોંશિયારી અપ્રતિમ મનાતી. જ્યાં અર્થ ન નીકળતો હોય ત્યાં તે અનેક અર્થ કાઢી શકતો. તેને પોતાના ધંધામાં એક વસ્તુ ખાસ આનંદ આપી રહી હતી; અથવા કહો કે એ જ એનો જીવનસ્રોત હતો. બીજાની વસ્તુ પોતાની બને છે, અને એ રીતે પોતે બીજાને બનાવી જાય છે, એ વસ્તુ સ્થિતિ એના સઘળા આનંદના મૂળ રુપે હતી. પોતાના પાડોશીનું ઘર પોતાનું શી રીતે થાય, પેલી વિધવા સ્ત્રી એને ટ્રસ્ટી શી રીતે નીમે, પેલી કંપનીમાં પોતે ‘ ડાયરેક્ટર ’ શી રીતે થઈ જાય,

કરાવી દીધો. ને પુત્રને કન્યા મોટી પડે ને કન્યા બીજે જાય તે ઠીક નહિ માટે ખુશાલે પોતાનું જ સગપણ કરી નાખ્યું!

અને વિનોદને માટે બીજી વધારે સારી કન્યાની શોધમાં પડ્યા.

વળી આજ દિવસ સુધીની સઘળી કમાણી વિનોદને નામે ચડાવી દઇ પોતાની શુદ્ધ નિષ્ઠા દેખાડી દીધી.

પણ એટલું છતાં જુવાન વિનોદના કોમળ અંતઃકરણમાં એક ઘા પડ્યો હતો: 'આ સઘળી સમૃદ્ધિનું મૂળ આવું ને આવું ગૌરવભર્યું હશે તો?'

*

આ તરફ ખુશાલના જીવનમાં એક નવા આનંદે પ્રવેશ કર્યો હતો. અમસ્તું પણ જ્યારે એ કેસ જીતતા, પાડોશીને હંફાવતા, જ્યારે સભામાં પોતાનું દષ્ટિબિન્દુ સચોટ દલીલથી સિદ્ધ કરી શકતા, ત્યારે તેમના અંતઃકરણમાં ધીમો પણ મીઠો ને ન સંભળાય તેવો આનંદધ્વનિ ચાલ્યા કરતો. એમના માનસમાં દલીલનો વિજય—અને પછી તો વિજય—એવો ઓતપ્રોત થઇ ગયો હતો કે ઘણી વખત તો સમજે છતાં ન સમજવામાં જો વિજય મળતો હોય તો તે ન સમજતા. અને સામાને કહેતા કે તમારી ગેરસમજ થાય છે!

વિનોદને પણ તેમણે કહ્યું હતું કે ગેરસમજ ન થાય એટલે મારે કહેવું પડે છે કે મેં લીધેલું પગલું આપણા સામાન્ય હિત માટે જ હતું! જો કે પોતે તો આ વિજયને અંતઃકરણમાં છાની રીતે ભોગવી રહ્યા હતા!

પણ જુવાનીમાં એક દોષ છે. દલીલ જ્યારે આખા જગતને જીતી શકે છે ત્યારે શુદ્ધ સો ટચના સોના જેવી

હતો. તે બિચારી એક રીતે કહીએ તો ખુશાલના સ્વાર્થી સ્વભાવની હાય વરાળમાં જ મરી ગઈ હતી. ખુશાલનો પુત્ર વિનોદ ખુશનમા પ્રકૃતિનો સુંદર જુવાન હતો. ખુશાલ પોતે પણ ઘણીવખત એની હાજરીમાં થોડીવારને માટે પોતાનો સ્વભાવ ભૂલી જઈ શકતો.

વિનોદનું સગપણ થવાની તૈયારી થઇ, વળી હવે તો ઘરમાં બૈરું નહિ, એ રીતે પણ સગપણની ઉતાવળ હતી. એક નાના સરખા ગામડામાં ખુશાલે કન્યા શોધી કાઢી. ગામડાની વસ્તી એટલે જરાક ભીને વાન હતી, પણ તંદુરસ્તીભર્યા યૌવનની લાલી એ રંગને કાંઇ ઓર પલટો આપતી. જાણે વસંત ઋતુની શરુઆતના ખીલેલા આમ્રપાનનો રંગ એની દેહને શણગારી રહ્યો હોય. નાકે નમણી, હોઠ અત્યંત રસભીના ને મધુરા, આંખ ચપળ પાણીદાર. ખુશાલે પોતાના પુત્ર માટે આ કન્યાની પસંદગી કરી. કન્યા દેખાવડી હતી અને એ ઉપરાંત દેખાવે મોટી હતી. આવતાંવેત ઘરનો કારભાર ઉપાડી શકે એવી જોરવાળી હતી.

તડામાર તૈયારી થવા લાગી. ઘરેણાં તૈયાર થયાં. લુગડાં તૈયાર થયાં.

ખુશાલ ભાવી વેવાઇને ગામડે પહોંચ્યો.

પણ કન્યાને જોયા પછી ખુશાલનું પેલું માનસ ધીમે ધીમે બળવો કરવા લાગ્યું. પહેલી વખત તેને લાગ્યું કે બહુ ખોટું થાય: વિનોદની તૈયારીનો હું લાભ લઉં તો પ્રતિષ્ઠા જાય. પણ સવાલ પ્રતિષ્ઠા જવાનો હતો. નૈતિક અધઃપતનનો ન હતો. વાત્સલ્ય વચ્ચે આવે તે પહેલાં તો 'હું મેળવું છું: ગુમાવતો નથી' એ જીવનધ્વનિએ નિશ્ચય

કરાવી દીધો. ને પુત્રને કન્યા મોટી પડે ને કન્યા બીજે જાય તે ઠીક નહિ માટે ખુશાલે પોતાનું જ સગપણ કરી નાખ્યું!

અને વિનોદને માટે બીજી વધારે સારી કન્યાની શોધમાં પડ્યા.

વળી આજ દિવસ સુધીની સઘળી કમાણી વિનોદને નામે ચડાવી દઈ પોતાની શુદ્ધ નિષ્ઠા દેખાડી દીધી.

પણ એટલું છતાં જુવાન વિનોદના કોમળ અંતઃકરણમાં એક ઘા પડ્યો હતો: 'આ સઘળી સમૃદ્ધિનું મૂળ આવું ને આનું ગૌરવભર્યું હશે તો?'

*

આ તરફ ખુશાલના જીવનમાં એક નવા આનંદે પ્રવેશ કર્યો હતો. અમસ્તું પણ જ્યારે એ કેસ જીતતા, પાડોશીને હંફાવતા, જ્યારે સભામાં પોતાનું દૃષ્ટિબિન્દુ સચોટ દલીલથી સિદ્ધ કરી શકતા, ત્યારે તેમના અંતઃકરણમાં ધીમો પણ મીઠો ને ન સંભળાય તેવો આનંદધ્વનિ ચાલ્યા કરતો. એમના માનસમાં દલીલનો વિજય—અને પછી તો વિજય—એવો ઓતપ્રોત થઈ ગયો હતો કે ઘણી વખત તો સમજે છતાં ન સમજવામાં જો વિજય મળતો હોય તો તે ન સમજતા. અને સામાને કહેતા કે તમારી ગેરસમજ થાય છે!

વિનોદને પણ તેમણે કહ્યું હતું કે ગેરસમજ ન થાય એટલે મારે કહેવું પડે છે કે મેં લીધેલું પગલું આપણા સામાન્ય હિત માટે જ હતું! જો કે પોતે તો આ વિજયને અંતઃકરણમાં છાની રીતે ભોગવી રહ્યા હતા!

પણ જુવાનીમાં એક દોષ છે. દલીલ જ્યારે આખા જગતને જીતી શકે છે ત્યારે શુદ્ધ સો ટચના સોના જેવી

એકલી સચ્ચાઈ જ જુવાનીને જીતી શકે છે. વિનોદનું અંતઃ-કરણ ખુશાલથી જુદું પડયું તે પડયું જ.

પણ તેથી શું ?–ખુશાલની પ્રતિષ્ઠા એટલી જ રહી હતી. માન અકરામ એનાં એ હતાં. પોતે ઘરના સુખી હતા. ઘરમાં બૈરું હતું. બહાર પૈસો હતો. વકીલાત ચાલતી. સભાઓ થતી. એમના અંતઃકરણને ક્ષોભ પામવાની ટેવ જ ન હતી.

એક દિવસ દસ વાગ્યે વકીલ સાહેબ કોર્ટમાં જવાની તયારી કરી રહ્યા હતા.

નવાં વહુ 'હીઝમાસ્ટર્સ વોઈસ' માં 'ગાંધી તું આજ હિન્દકા એક જાન બન્ન ગયા' સાંભળી રહ્યાં હતાં, અને વકીલ સાહેબ પણ વચ્ચે વચ્ચે સુરમાં સુર પુરાવતા 'સાચું છે હો' એમ ટેકો પૂરાવી રહ્યા હતા એટલામાં એક માણસે પ્રવેશ કર્યો. તેના હાથમાં ચીઠ્ઠી હતી.

'કોની છે ?'

'વિનોદભાઈએ આપી છે !'

'ક્યાં છે ?'

'હમણાં જેલમાં ગયા !'

વિજળી પડે તેમ ખુશાલ સ્થિર ઉભો રહ્યો:

એના જીવનમાં આ પહેલી જ વખત પોતાની યોજના અફળ થયાનું સ્વપ્ન આવ્યું હતું. તેમણે ઉતાવળે ચીઠ્ઠી વાંચી કાઢી.

'પિતાજી !

તમારા જીવનનું ધ્યેય 'મેળવવું' એ છે. મારા જીવનનું ધ્યેય 'તજવું' એ છે. એટલે આપણો મેળ મળી

શકે જ નહિ; હું મારે પંથે કામ કરું છું. તમે તમારે પંથે કામ કર્યે જજો . . . વિનોદ'

ચિઠ્ઠી વાંચીને ખુશાલ મોટેથી હસી પડ્યો. એટલું મોટેથી હસ્યો કે નવી વહુએ પણ ગ્રામોફોન બંધ કરીને પૂછ્યું કે શું છે.

'અરે! કાંઈ નહિ, એ તો અમસ્તું જ. આપણા વિનોદને જરાક હવાફેર કરવાનું મન થયું લાગે છે!'

'હવાફેર?'

'અરે, એ તો આ પવનનું જોર છે, તે વિનોદને પણ મન થઈ આવ્યું. ચાર છ મહિના કેદમાં જાશે એટલું જ.'

'પણ છે શું?'

'અરે કાંઈ નથી. વાતમાં શું માલ છે? વિનોદની ચિઠ્ઠી છે કે હું કાયદા ભંગમાં પડું છુ. તમે કાયદા સ્થાપનમાં રહેજો. એમાં કાંઈ નથી, કાંઇ નથી.'

ખુશાલ કાંઇ ન બન્યું હોય તેમ હમેશના નિયમ પ્રમાણે કપડાં પહેરી તૈયાર થવા લાગ્યો.

ગ્રામોફોન પાછું શરુ થઇ ગયું.

'જીસકુ લગી હવા તેરી ઇન્સાન બન્ન ગયા.'

ખુશાલે પાન ચાવતાં ચાવતાં સાથે સાથે ગાયું:

'જીસકુ લગી હવા તેરી ઇન્સાન બન્ન ગયા'

'કાંઇ કંઠ છે. ગજબ છે હો.'

નવી વહુએ ડોકું ધૂણાવીને અનુમતિ બતાવી.

'આના કરતાં પણ પેલું સરસ છે હો'

'કયું?'

'મેરી માતા કે સર પર તાજ રહે'

એ રેકર્ડ ચડી. વકીલ સાહેબ ખુરશી પર બેસી પાંચ મીનીટને માટે પગવડે તાલ દેવા લાગ્યા. ગાયન આગળ વધતું જતું હતું.

એટલામાં વકીલ સાહેબને સાંભર્યું હોય તેમ અચાનક બોલ્યા:'આ આપણો વિનોદ તો હમણાં ચાર છ મહિના ઘેર નહિ આવે તો એના 'રૂમ' માં પેલી સેંટ જોનની છબી છે તે આ રૂમમાં મૂકાવી દેજો. મફતની ધૂળ ચડી બગડી જાશે.'

બીજી ક્ષણે કાગળિયાં બગલમાં મારીને તે કોર્ટમાં જવા માટે રવાના થયા.

# સત્યનું દર્શન

છેક છેલ્લી પળે અને તે પણ લગભગ મૃત્યુની શય્યા પર માત્ર થોડો વખત એનું મોં અનિર્વચનીય આનંદથી ઝળહળી ઉઠયું હતું, એમ કેટલાકે કહ્યું હતું.

એક પછી એક સઘળા ડગી ગયા હતા. જ્યારે સીતાપુર અને માણેકનગર વચ્ચે મોટરબસ શરુ થઈ ત્યારે સઘળા ટપ્પાવાળાએ પહેલાં તો સંપ કર્યો. પછી અયોગ્ય હરીફાઇ કરી. પછી અદેખાઇ શરુ કરી. અંતે 'મોટરબસ' વિષે, પોતપોતાની રીતે, ઉતારુઓને કહેવાના ખોટા રીપોર્ટ પણ તૈયાર કર્યા. એટલું છતાં છેવટે તો હાર્યા: ભાગ્યા : ને હરીફાઈમાં ન ટકવાથી જુદે જુદે ધંધે વળગી ગયા. કોઇએ મજૂરી શોધી લીધી; કોઇએ ઘોડો વેચીને બળદ લીધો ને એકો કર્યો. કોઈએ ઘોડાને વેચીને હાટડી માંડી. માત્ર ધનોભગત છેવટ સુધી ટકી રહ્યો. એ પહેલેથી જ ટપ્પાવાળાની ટોળીમાં ભળ્યો ન હતો. એણે કોઈની અદેખાઇ ન કરી; હરિફાઇ ન કરી; જુદાણું ફેલાવ્યું નહિ. બસ, પોતાનો

ટપ્પો, ધોળો ઘોડો ને પોતે ત્રણે નિયમસર હમેશાં સ્ટેશને હાજર રહેતાં. કોઇ ઉતારુ મળે તો લઈ લે. કોઇ ન આવે તો ભજન ગાતો ગાતો પાછો ફરે. ક્યારેક રાતના દસ વાગે પણ મફતનો ધક્કો થાતો; પણ ધનોભગત પોતાનાં ભજનને સાથી માનીને આનંદથી પાછો ફરી જતો. એને પહેલેથી જ ખબર હતી કે આપણો ટપ્પો કાંઇ મોટરબસની હરીફાઇમાં ટકી શકે જ નહિ.

અને તે છતાં ધનાભગતના ટપ્પામાં બેસવાવાળા પણ નીકળતા. ઘેર મોડા પહોંચવા માટે જ કેટલાક એમાં બેસતા. તો કોઇક વળી ધનાભગતના ભજનના રસિયા પણ નીકળી આવતા.

ધનો જાતનો કોળી હતો. નાનો હતો ત્યારે ચોરી કરતો. મોટો થયો ત્યારે ખાતર પાડતો. ચોમાસામાં એની વહુ ઝમકુડીની સાથે નદી કાંઠે વાડો કરે. શિયાળામાં બકાલું વેચે. ને ઉનાળામાં ચોરી કરે. એમ એણે જુવાની વટાવી નાખી. એની પ્રૌઢ અવસ્થા થઇ ત્યારે ઝમકુડી હજી જુવાન જેવી હતી. એટલે ધના ભગતને મૂકીને એ ભાગી ગઈ.

ધનાએ તે દિવસથી ટપ્પો કર્યો હતો. અને બારે મહિનાનો એક ધારો ધંધો મળવાથી એનું ચિત્ત કાંઇક સ્થિર થયું હતું. પછી તો એને ટપ્પાના ઘોડા સાથે મૈત્રી બની ગઈ. કારણકે હમેશાં સવારસાંજ એના સંગમાં એને બે ઘડી આનંદ આવતો. વળી સીમમાં લહેર કરતાં ચાલ્યું જાવું ને ભજન ગાતાં જાવાં એ અનેરો આનંદ પણ એના જીવનમાં નવો રસ પૂરતાં હતાં. લોકોએ એનાં ભજન સાંભળ્યાં માટે ધનો ભગત એવું નામ આપ્યું. એને પણ પોતાના નામની સાથે જોડાયેલ ‘ભગત’ શબ્દની પ્રતિષ્ઠાનો એરો લોભ

લાગ્યો કે એ ખોટો ખોટો થાતાં સાચો જ ભગત બની ગયો. એમાં એનો એકધારો કાંઇક નિરાંતનો ધંધો ને હમેંશાં સીમમાં બે ચાર માઇલનો ફેરો બહુ મદદરૂપ થઇ પડયાં. ધનો ચોરી કરતો કારણકે નવરાશનો વખત એને રહેતો અને લોકોની બેદરકારી ભરેલી રીતભાત અને વિલાસનું પ્રદર્શન બન્ને એને ચોરી કરવા ઉશ્કેરતાં. વળી ચોરીમાં મળેલો વિજય અને ચોરી કર્યા પછી ઝમકુડી સાથેનો આનંદ એને વધારે સાહસિક થવા પ્રેરતાં. પણ ઝમકુડીએ આપેલો વિશ્વાસઘાતનો ઘા ભૂલવા તે એકધારા ધંધામાં પડયો. અને તેમાં એ ઘા ભૂલવાની એને તક મળી ગઇ. ખરી રીતે તો, ચોરી કરતાં તે કોઇ દિવસ પકડાયો નહિ, માટે જ ચોર થાતાં રહી ગયો. પછી તો ધના ભગતનો ટપ્પો બહુ જ માનભર્યું સ્થાન ભોગવતો થયો. અને ધનાએ પણ જ્યારે સઘળા ટપ્પાવાળા ડગી ગયા ત્યારે પણ પોતાનું ગાડું ચલાવ્યે જ રાખ્યું !

સીમમાં જ્યારે બે જણા ચાલ્યા જતા હોય–કોઇ ઉતારુ નહોય ને ધનો તથા તેનો ટપ્પો હોય, ત્યારે ધનો ભજન લલકારે તેમાં ઑર ખૂબી આવતી. સીમનો છુટ્ટો પવન આવતો હોય ને ધનો ગાતો હોય, એ વખતે ધોળો ઘોડો પણ ધનાને સમજતો હોય તેમ પોતાની ચાલમાં અમુક જાતનો ફેરફાર કરી નાખતો. ધનાને ખબર હતી કે ઘોડો બધું ય સમજે છે. જે રસ્તા પર વીસ પચીસની કતાર ચાલતી ત્યાં પોતે એકલો જ ચાલે છે. ને એક દિવસ ધનો પણ થાકીને મને તજી દેશે. ધનો માનતો કે ઘોડો આ વાત સમજે છે.

પણ ધનો પોતાની જરુરિયાત વધારેમાં વધારે ઘટાડીને પણ ઘોડાને નિભાવી રહ્યો હતો. કારણ કે વિશ્વાસઘાતનો ઘા કેવો સોંસરવો નીકળી જાય છે, એ ધનાએ અનુભવ્યું હતું. ઘોડાને જીંદગી સુધી ટકાવવાની એની મહેનત પણ એ વિશ્વાસઘાતના દોષમાંથી મુક્ત રહેવા માટે જ હતી.

હવે ટપ્પો રાખવામાં ડહાપણ તો ન જ હતું. પણ ભગતને ડહાપણ કરતાં વિશ્વાસઘાતનો ઘા વધારે ખૂંચતો હતો. એ સાચા દિલથી કહેતો કે ઇશ્વર અમને નભાવ્યે જાય છે ત્યાં સુધી તો મારે ઘોડો ક્યાંય દેવો નથી.



પણ અંતે યંત્રની સામે જેમ હરીફાઇ મુશ્કેલ હતી તેમ ટકવું પણ મુશ્કેલ હતું. લોકોએ સમય અને સ્થળ વિષે યુગનું સ્વરુપ સમજીને તે પ્રમાણે વર્તવામાં ડહાપણ ને સહીસલામતી માન્યાં હતાં. એટલે એક વખત એવો આવ્યો કે કાં તો ધનાએ ધંધાનો ત્યાગ કરીને બીજો ધંધો લેવો જોઇએ. અથવા બીજો ધંધો ચલાવીને ટપ્પાનું નામ રાખવાની ખાતર વ્યર્થ પ્રયાસ કરવો જોઇએ કે પછી પોતાની જરૂરિયાત ઓછામાં ઓછી કરીને માની લીધેલા ધર્મ માટે અગવડો વેઠવી જોઇએ.

ધનાએ ઘણું ઘણું મંથન કર્યું. પણ એનું મન કોઇ રીતે માનતું ન હતું. હું આજે આટલાં વર્ષે ઘોડાને દગો આપીશ તો દગાખોર તો નહિ ગણાઉં?–ધનાના જીવનમાં મહાન ત્યાગનો, ભયંકર રણક્ષેત્રનો કે સાહસનો કોઇ પ્રશ્ન ક્યારે ય આવ્યો ન હતો. એના જેવા ગરીબના જીવનમાં લાખોના ત્યાગની કે કતલ થઇ જવાની પળ તો ક્યાંથી આવે? એને

તો આજે આ એક જ નાનો પ્રશ્ન આવ્યો : ઘોડાએ મારી ખૂબ સેવા કરી. હવે એને આ ઘડીએ તજું તો પાપ કહેવાય કે નહિ ?—માણસ, માણસ પ્રત્યે એમ કરે તો પાપ કહેવાય. ત્યારે આ પાપ કેમ નહિ ?'

અને એ બીજે દિવસે નિયમ પ્રમાણે સ્ટેશને ઉભો હતો ! કેટલાકે એની મશ્કરી કરી : કેટલાકે એને ગાંડો માન્યો: ધનાએ કહ્યું કે ગમે તેમ મને સુઝ્યું તે હું કરું છું. ઘોડો ને ટપ્પો ચાલવાં જ જોઇએ.

•

એક દિવસ રાત અંધારી હતી.

મોટર બસ ખોટવાઇ જવાથી જરા મોડી આવી. બે ઉતારુ ઉતર્યાં તે ધના ભગતના ટપ્પામાં બેસીને ચાલી નીકળ્યાં. એક બૈરી હતી. બીજો ચૌદ પંદર વર્ષનો છોકરો હતો.

ટપ્પો તેની મંદગતિ પ્રમાણે ધીમે ધીમે ચાલ્યો. ધના ભગતે રસ્તામાં ભજન ગાયાં. ઘોડા સાથે વાતો કરી: 'બાપ ! આવતી કાલે હું નહિ હોઉં તો તને કોણ જાળવશે ? તું તારે છુટ્ટો ચરી ખાજે ને ધનાભગતને ભૂલી જાજે.'

'ભગત ! કાંઇ ઘોડાની બહુ માયા લાગી છે ? દેખાય છે તો ટારડું ! ચાલવામાં ય કાંઇ શુકરવાર નથી.' ભગતની વાત ઉપર છોકરો ટીકા કર્યા વિના રહી શકયો નહિ.

'તું આજ જુવાન છો નાં બાપ ?'

'હા.'

'અને આજ તારું જોમ જોઇને તને શેઠ નોકર રાખે, ને પછી ઘરડો થા એટલે કાઢી મૂકે, ઈ ન્યા, કયાંનો ?'

'ગલઢા થાઈ તંઇ બે પૈસા પાસે હોય તો ખાઈ.'

• •

'પણ આ ઘોડું શું ખાય?–અને એણે જુવાનીમાં શરીર તોડીને મને ખવરાવ્યું એનું શું? અને આજ એને છોડી દઉં તો એની મૂંગી વાણી કાંઇ ન બોલે?'

'મૂંગી વાણી તો બોલતી હોય ઇ બોલે. અટલે કાંઇ ટારડા પાછળ હેરાન થવાય?'

'ઈ તો પાળે એનો ધરમ. તમારે હેરાન ન થવાય. મારે ભગતને થાવું જોઇએ.'

ભગત ત્યાર પછી કાંઇ બોલ્યો નહિ. પણ એનું મન અકારણ ઉદાસ બની ગયું હતું.

ટપ્પો ઉભો રહેવાનો વખત આવ્યો. છોકરો નીચે ઉતર્યો. બાઇ પણ પોતાનું પોટલું સંભાળીને નીચે ઉતરી. રસ્તા પરના ફાનસના ઉજાસમાં ભગતનો ચહેરો જરા જરા દેખાયો.

'ભગત! ઓળખો છો? હું ઝમકુડી.' બાઈ ભગતની સામે આવીને બોલી.

'મને ખબર છે બાપ! તું ટપ્પામાં બેઠી છો, ઇ, મને ખબર પડી ગઈ'તી. તારું ભાડું ન લેવું જોઇં, પણ મારા ઘોડાને શું ખવરાવું? તું ક્યાંથી આવી?'

ઝમકુડી કાંઈ બોલી નહિ, પણ છોકરાના માથા પર હાથ મૂકીને ભગતની સામે જોઈ રહી: 'આને આશીર્વાદ આપો. આ મારો છોકરો.'

ભગતે છોકરાની સામે બે પૈસા ધર્યા: 'અત્યારે તો આટલી પહોંચ છે!'

'રહેવા દ્યો, રહેવા દ્યો, તમારું ભગતનું લેવાય?

રસ્તે તમારી વાત સાંભળી ઈ થોડું છે. જૂઓને, આને બાપે મને કાઢી મૂકી. તમને ખબર છે નાં ?'

'એમ ? શું વાંધો પડયો ? મને કયાંથી ખબર હોય ?'

'વાંધામાં તો ઇ જ. જુવાન ને ધોળી વહુ મળી ગઈ! આંપણું વરણ ! બાઈડીયું હાડહાડ છે ! અટલે મને કાઢી મૂકી. મારી આટલા વરસની મહેનત એણે ખાધી, અને હવે કાઢી મૂકી. અટલે પાછી જુનવાણી ગામને આશરે આવી. મા દીકરો મજુરી કરી ખાશું.'

'ભલે ભલે તારે કાંઇ કામકાજ હોય તો ય કહેવરાવજે.'

ભગત વધારે કાંઇ બોલ્યો નહિ. અને એણે ધીમેથી ટપ્પો હંકારી લીધો. દાસ જીવણનું ભજન ગાતો ગાતો ચાલ્યો ગયો.



'મારો બેટો ! માંદો પડયો પણ વાત મૂકતો નથી.' મોટર બસવાળા ચાનો કપ પીતાં પીતાં વાત કરી રહ્યા હતા. ભારે ચોમાસું હતું, આઠ દિવસની હેલી હતી ને ભગત માંદો હતો. ખેંચાય તેટલું ખેંચીને સમય જાળવતો. પણ આજે આવી શકયો ન હતો એટલે મોટર બસવાળા એની ઠેકડી કરતા હતાઃ 'મારો બેટો ! જબરો છે હો !'

'અરે ! જબરો શું ?—એકવેનીલો છે, ધૂની છે. એમાં ને એમાં મરવો છે !'

'મરવા તો પડયો છે !' 

એટલામાં તો દૂર દૂરથી ટપ્પો આવતો દેખાયો. ચાના કપ મૂકીને મોટર બસવાળા સૌ હસી પડયાઃ 'મારો બેટો !'

બીજાં વિશેષણોને અભાવે સૌ સામે સામે જોઇને આ એક જ વિશેષણ ભગતને લગાવી રહ્યા હતા: 'મારો બેટો !'

પણ ટપ્પો પાસે આવ્યો ત્યારે ખબર પડી કે ભગત નથો.

'ભારે થઇ ! એલા ભગત તો નથી લાગતો.'

'કોણ છે ત્યારે ? હાથે કરીને ભૂખમરો વેઠવા વાળો!'

'એ લા ! આ તો ઝમકુડીનો છોકરો ! મારો બેટો ભગત પણ ભારે છે. ઝમકુડીને સમજાવી લાગે છે.' એટલામાં ટપ્પો છેક પાસે આવ્યો. ઝમકુડીનો જુવાન છોકરો નીચે ઉતર્યો. સૌ એની સામે જોઈ રહ્યા. અંદર અંદર હસવા લાગ્યા: 'કોણે મોકલ્યો છે પૂછો તો ખરા ?'

'કોણે મોકલ્યો છોકરા ? ભગત કેમ નથી આવ્યા?'

'ભગત બહુ માંદા છે. ને ઘોડો હવે અમે સંભાળી લીધો છે.' છોકરે નિખાલસ જવાબ વાળ્યો.

'તમે ? તમે કોણ ?'

'મારી મા ને હું.'

'હાં, હાં.' પૂછનારે જવાબ વાળ્યો. 'હાં હાં 'માં તો તીખાશ ને કટાક્ષ બન્ને ભારોભાર હતાં. પણ તે ઉપરાંત છેવટના ભાગમાં મીઠાશ ભરેલું ઝેર પણ મૂક્યું: 'હા, મારા ભાઈ, ઘરનો ધંધો તો થયો. ને તે પણ પાંચ પૈસા મળે એવો '–બીજા ભાઈબંધ સામે આંખ મારીને તે હસતો હસતો ખસી ગયો.

છોકરે સઘળું જોયું ન જોયું કર્યું. ટ્રેઇન આવી. કોઇ ઉતારુ એના ટપ્પા તરફ આવ્યા નહિ. પણ તેણે કાંઇ ન બન્યું હોય તેમ ધીમેથી ટપ્પો ઘર તરફ વાળ્યો.

'જો જો, ભાઇ! ટપ્પાવાળાને મારગ આપો, આપણી મોટર ઉંધી વળી જાશે!' દરેક જણ મશ્કરી કરતો ગયો. છોકરો રડવા જેવો થઇ ગયો. એટલામાં એક બાઈ ને ભાઇ તેના ટપ્પામાં ચડી બેઠાં.

અજબ સ્ફુર્તિ આવી હોય તેમ છોકરો ટપ્પો હાંકી રહ્યો હતો.

છેવટના દિવસોમાં ઝમકુડી, કોઈ આંતર સ્ફુરણાથી પોતાની મેળે જ, ભગતની પથારી સાચવી રહી હતી. કદાચ ભગતના જીવનની મીઠાશ જોઇ એણે ભૂતકાળનો ડાઘ ધોઇ નાંખવા માટે આ કર્યું હોય કે પછી બીજા ધણીએ જે વિશ્વાસઘાત કર્યો તેનાથી પોતે વધુ ડાહી બની હોય. પોતાના ટપ્પાને હમેશાં નિયમિત સ્ટેશને જતો જોઇને, ભારે ચિંતાથી મુક્ત થયો હોય તેમ, ભગત મનમાં ને મનમાં હસ્યા કરતો હતો.



આઠ દિવસ પછી ખબર પડી કે ભગત મરી ગયો છે. પણ મરતી વખતે તેના દિલમાં આનંદ હતો. મોં ઉપર પ્રસન્નતા હતી. ન સમજાય એવી શાંતિ હતી.

# ખૂની કોણ?

**રા**ત અંધારી હતી.

વરસાદ પડતો હતો.

એક ઘરમાં ઝાંખો દીવો બળતો હતો. ઘરને ઘર ન કહેતાં ગટર કહેવાય. કારણ કે લાખો મચ્છરથી ભરેલું ગટરનું પાણી ઘર પાસેથી જ નીકળતું હતું. નીકળતું ન હતું પણ ભર્યું રહેતું.

એ ઘરમાં ધૂળી ને કેશવો બેઠાં હતાં.

આજે જ એ ઘરમાંથી જીવનપ્રદીપ હોલવાઇ ગયો હતો.

આજે જ એમણે રમકડું ગૂમાવ્યું હતું.

આજે જ એમનું એકનું એક છોકરું મરી ગયું હતું.

'ડાક્ટર કયે કે તમે માર્યું. એલા અમે શું ભગવાન છઇં, તે જીવાડી દઈ.'

'ઇ કયો ડાક્તર?'

કેશવાનો છોકરો માંદો હતો. પણ એણે તો લારીની નીચે કોથળો બાંધી છોકરાને ફેરવ્યે રાખ્યો. ને એમાં ને એમાં છોકરો મરી ગયો. જેની દવા લેતા હતા એ ડૉકટરે સાચું જ કહ્યું હતું કે છોકરાને તમે માર્યો છે. પણ એટલી સાદી વાંત આ ઘરમાં આજે મોટી ચર્ચા અને પશ્ચાત્તાપનો અગ્નિ–બે ઉત્પન્ન કરી રહ્યાં હતાં.

'હું તો તને કે'તી તી.'

'તે હું શું કરું? તેં કયું કે તાવ મોળો છે.'

'તે, તાવ તો મોળો હતો.'

'તંઇ. એમ સમજને. ડાકતર કાંઇ ભગવાનનો દીકરો છે?'

'આપણા નશીબમાં નહિ હોય બીજું શું?'

એટલામાં એનો પાડોશી જેઠો આવ્યો.

'કેશવા કાંઈ ખાધું?'

'કાંઇ મન નથી.'

'મન ન હોય તોય હાલ્ય. મારેં ઘેર રોટલો છે ને ડાળ સવારની પડી છે. હાલ્ય.'

'પણ મન નથી.'

'તે હવે તું ભૂખ્યો રે'શ એટલે ભનકો પાછો આવશે.'

'પાછો તો શું આવે? અમારા નશીબમાં સમાણો નહિ'—ધોળીની આંખમાંથી આંસુ પડવા માંડયાં.

'તું પણ ધોળી, કેવી? છોકરાને બે દી ઘેર નો રખાય?' જેઠાએ કહ્યું.

'ભગવાનની મરજી બીજું શું!'

'ઈ તો છે જ. પણ લોકને કે'વાનું મળ્યું.'

'લોકને ભલે બોલવું હોય ઇ બોલે '—ધૂળીએ જવાબ વાળ્યો : 'અમને કાંઇ અમારો છોકરો દવલો હતો. ? સાડા ત્રણ રૂપિયાની તો દવા કરી. ચાર દી થ્યાં ઘેર પૈસો કોણ લાવ્યું છે ?'

'બાપુ, ઇ તો, કોઇ ને કોઇ બાનું ચડે. ભગવાન કાંઇ ઓછો'ક માથે ઓઢે છે.' કેશવો બોલ્યો.

'લે હવે હાલ્ય ખાવા.'

'ના અટાણે નથી ખાવું.'

જેઠો થોડીકવાર બેસીને ચાલ્યો ગયો.

દીવો ઝાંખો પડવા માંડયો.

ધૂળીની આંખ પણ થાક ને શોકથી ઘેરાતી હતી.

અચાનક દીવાની જ્યોત હાલી. કેશવાને છોકરાનો પડછાયો દેખાયો. તે બેબાકળો બની ગયો.

'ધૂળી—એ . . ધૂળી !'

ધૂળીએ અરધો શોકમાં, અરધો થાકમાં જવાબ વાળ્યો; જાણે છોકરાને જવાબ વાળતી હોય તેમ તે બોલી :

'હવે સુઇ જા, મારો પીટયો, ચુસ ચુસ જ કરે છે !'

પોતાની પડખે છોકરું સૂતું છે એમ ધારીને ધૂળીએ ઉંઘમાં હાથ ફેરવ્યો. ખાલી જમીન સાથે હાથ ભટકાતાં તેની અર્ધ નિદ્રા ભાંગી. અને સત્યનું ભાન થાતાં એણે મોટેથી ઠૂંઠવું મૂકયું : એ મારા ભનીયા !

કેશવો ધૂળી પાસે સર્યો.

'ધૂળી . . . કોને બરકછ ?'

'ભનીયાને. !'

'લે હવે સૂઇ જા.'

ધૂળી ઉંઘમાં પડખું ફરી.

ફરી છોકરાનો પડછાયો કેશવાએ જોયો. તે ઉભો થઇને ઉતાવળે આંટા મારવા લાગ્યો: કેશવાને વિચાર કરતાં લાગ્યું કે પોતે ખૂની છે.

'છોકરાને મેં જ માર્યો છે. મેં જ ખૂન કર્યું છે. મેં જ ધોળીને કયું કે છોકરાને ઝોળીમાં સુવાડી રાખ, કાંઇ થાતું નથી. હું જ ખૂની છું!' કેશવો બોલવા લાગ્યો અને તે પોતે જ ખૂની હોય તેમ ગાલને તમાચા મારવા લાગ્યો.

એટલાંમાં દીવો ઓલવાઇ ગયો.

તમાચાના અવાજથી જરાક જાગ્રત બનેલી ધોળીને લાગ્યું કે કોઈ દારુડિયો ઘરમાં પેસી ગયો છે.

'તમે જાગો છો?'

'હા. કેમ?'

'આ કોક દારુડિયો, મારો પીટયો, આણી કોર ફરતો લાગે છે.'

'ઇ તો હું પોતે ખૂની છું.!'

ખૂનીનું નામ સાંભળીને ધૂળી બેઠી થઈ ગઇ.

'ખૂની?— . . .'

'હા હા, મેં જ ભનીયાને માર્યો. મેં જ તને કહ્યું કે ઝોળીમાં સુવાડી રાખ.'

ભનીયાનું નામ સાંભળીને ધૂળી પાછી મોટેથી રડી પડી : 'એ મારા રમકડા! બેટા!

કેશવો ધૂળી તરફ આવવા લાગ્યો, પણ અંધારામાં દીવો ઠેબે આવતાં, દીવા નીચે પડી ગયો.

'કપાળ ! તેલ ઢોળ્યું નાં?' ધૂળી બોલી.

'આજનો દિ જ એવો છે. !

બન્ને જણાંને વળી ભનીયો સાંભર્યો.

અંધારામાં પાછો ડૂસકાંનો અવાજ સંભળાવા લાગ્યો.

'મેં છોકરાને માર્યો' . . . કેશવો રડતાં રડતાં બોલી ઉઠયો.

'તેં કે મેં કોઇએ નથી માર્યો. આપણું માર્યું કાંઇ કોઇ મરે છે ? આપણે શું કરઇ. ઘેર રઈ તો ખાઇ શું ? પણ મારા પીટયા માણસ મંજૂરી સરખાંયે આપતાં હોય ? જો ને આજ બોલ્યા શેઠે એ આનામાં કેટલા ચાળા ચૂંથ્યા ? એવા શાવકાર જરાક દયાનો છાંટો રાખતા હોય ? અરે રે ! ભનકો !'

રસ્તા ઉપર દારુડિયાનું તોફાન થવાથી, કોલાહલમાં, કેશવાનો જવાબ ડૂબી ગયો.

# નેપાળની રાણી

કુમળું પ્રભાત ખીલતું આવતું હતું. આગલી રાતે વરસાદ પડ્યો હતો, એટલે ડુંગરાઓ સાફ બન્યા હતા અને લીલાં વૃક્ષો પર એક જાતની તાજગી દેખાતી હતી. રૂના ઢગલાં જેવાં વાદળાં હજી તો ડુંગરાઓની ખીણમાં જ હતાંઃ અને એમની લાંબી લાંબી હારોથી ખીણો ભરાઇ ગઇ હતી. જાણે નદીનો પ્રવાહ થંભીને ઠરી ગયો હોય! કેટલાંક છૂટાં છવાયાં વાદળાં ડુંગરના ખોળામાં ભરનિદ્રામાં પડેલાં બાળકો જેવાં નિરાંતે ઉંઘતાં હતાં. તે વખતે દાર્જીલિંગથી છ માઇલ દૂર આવેલા નાના સરખા બદામતમનું જંગલ તો જાગી ઉઠયું હતુંઃ ચારે તરફની પગદંડીએથી, પોતપોતાની 'ડુંગરી' અને 'છાતા' લઇને, ભાતભાતના મખમલના પોશાકમાં નેપાલી અને લેપચા અને ભૂતાની સ્ત્રીઓ દાર્જીલિંગના મૂખ્ય રસ્તા પર આવવા નીકળી પડી હતી. ચાનાં લીલાંછમ ખેતરોમાં એમનાં રંગબેરંગી વસ્ત્રોથી એક જાતની અનોખી ભાત પડતી હતી. આજે દાર્જીલિંગની રવિ-

વારની બજાર હોવાથી દરેક સ્ત્રી પોતાને ઘેરથી રૂપાળી બનીને નીકળી હતીઃ નવામાં નવો જાંબુડા રંગનો મખમલનો કબજો, ઓઢણી, અને કાળા ઘાઘરા પર લીલો રૂમાલ કેડે વીંટીને ગોપી પણ બદામતમથી નીકળી. પગમાં કલ્લી, ડોકમાં કંઠા, અને નાકમાં એનાં વહાલાં 'મુદરી' અને 'છુંછી' પહેરી તથા પોતાનાં 'ડુંગરી' અને 'છાતા' લઈ, તે ધીમી ચાલે રસ્તા પર ચાલી જતી હતી ત્યાં રસ્તામાં જ એક જગ્યાએ ચોરવાટથી દલબહાદુર પણ તેની સાથે મળી ગયો અને બન્ને વાતો કરતાં દાર્જીલિંગ ચાલ્યાં.

બદામતમની પાસે દલબહાદુરનું પોતાનું ખેતર હતું: મકાઇની ઉપજ થતી અને તેમાંથી પોતાનું, કુટુંબનું અને જીવનના આધાર જેવા બે બળદોનું ગુજરાન ચાલતું. કોબી, ગાજર, મરચાં વગેરે વાવતો. અને રવિવારના બજારમાં તે વેચવા માટે, અઠવાડિયે અઠવાડિયે દાર્જીલિંગમાં તેને આંટો તો ખરો. આજે પણ તે માટે જ તે જતો હતો. ગોપી બદામતમનાં ચાનાં ખેતરોમાં રોજે જતીઃ દસ પૈસા લાવતી. તેનો ધણી ચૌદ પૈસા લાવતોઃ અને એ રોજના છ આના છ દિવસ ભેગા થાય, ત્યારે સાતમે દિવસે રવિવારે દાર્જીલિંગ જઇ, મકાઇ, ચાવલ, આલુ, કાંઇક પરચુરણ ખરીદી લાવતી. અને એમ અઠવાડિયે અઠવાડિયે જીવનનાં વર્ષો કાઢવાંની એને ટેવ પડી ગઈ હતી.

આજે દલબહાદુર અને ગોપી બન્ને સાથે ચાલ્યાં જતાં હતાં, પણ બન્ને પાડોશી છતાં બન્નેના ઘર

વચ્ચે એક હજાર ફીટની ઉંચાઇનો ડુંગર અને એટલી જ ઉંડી ખાઇ આવી રહેલાં; એટલે બન્નેને નજરની પિછાન ખરી, પણ પરિચય તો નહિ જેવો જ. દલબહાદુર જરાક મોજી જુવાન અને ગોપી જરાક રસિક સ્ત્રીઃ સ્વભાવનું આટલું સામ્ય તો સાથે ચાલતાં જ દેખાઇ ગયું. અને પછી તો બન્ને મીઠા પવનની લહેરોમાં દાર્જી-લિંગ તરફ આગળ વધતાં ગયાં.

પહેલે અઠવાડિયે સાદી પિછાન થઇ. પણ બીજે રવિવારે તો દલબહાદુર ગોપીની મીઠી મશ્કરી કરતો સાથે ચાલ્યો જતો હતોઃ અને ગોપી પણ એ મશ્કરીના પ્રત્યુત્તર એટલી જ ચતુરાઇથી વાળ્યે જતી હતી.

બે ઘરમાં અશાંતિ ફેલાતી હતીઃ ગોપી પોતાના ધણી નોબુ સાથે તીખા સ્વભાવથી વાત કરતી હતી. અને દલબહાદુર પોતાની જુવાન સ્ત્રી પાર્વતી તરફ બેદરકાર વર્તન ચલાવતો હતો. જેમ દરેક રવિવાર જતો હતો તેમ તેમ એ ઘરની શાંતિમાં વધારે ને વધારે ખલલ પહોં-ચતી હતી.

ચોથે રવિવારે ગોપી સાથે દલબહાદુર ચાઘરમાં જઇ ચા પી આવ્યો હતોઃ બન્નેએ પાન ખાઇને મોં લાલ કર્યાં હતાંઃ અને ઘેરા જાંબુડા રંગના મખમલનો કકડો ખરીદ કરવા માટે પોતાના આજના વકરાના બધા પૈસા લઇને, મારવાડી રાયમલની દુકાને દલબહાદુર બેઠો હતો. સાંજે ચાર બજે જ્યારે તેઓ બદામતમને રસ્તે પાછા ફર્યાં, ત્યારે બન્નેની આંખમાં રાગનો નશો હતો!

વારની બજાર હોવાથી દરેક સ્ત્રી પોતાને ઘેરથી રૂપાળી બનીને નીકળી હતી: નવામાં નવો જાંબુડા રંગનો મખમલનો કબજો, ઓઢણી, અને કાળા ઘાઘરા પર લીલો રૂમાલ કેડે વીંટીને ગોપી પણ બદામતમથી નીકળી. પગમાં કલ્લી, ડોકમાં કંઠા, અને નાકમાં એનાં વહાલાં ‘ મુદરી ’ અને ‘છુંછી’ પહેરી તથા પોતાનાં ‘ડુંગરી’ અને ‘છાતા’ લઈ, તે ધીમી ચાલે રસ્તા પર ચાલી જતી હતી ત્યાં રસ્તામાં જ એક જગ્યાએ ચોરવાટથી દલબહાદુર પણ તેની સાથે મળી ગયો અને બન્ને વાતો કરતાં દાર્જીલિંગ ચાલ્યાં.

બદામતમની પાસે દલબહાદુરનું પોતાનું ખેતર હતું: મકાઇની ઉપજ થતી અને તેમાંથી પોતાનું, કુટુંબનું અને જીવનના આધાર જેવા બે બળદોનું ગુજરાન ચાલતું. કોબી, ગાજર, મરચાં વગેરે વાવતો. અને રવિવારના બજારમાં તે વેચવા માટે, અઠવાડિયે અઠવાડિયે દાર્જીલિંગમાં તેને આંટો તો ખરો. આજે પણ તે માટે જ તે જતો હતો. ગોપી બદામતમનાં ચાનાં ખેતરોમાં રોજે જતી: દસ પૈસા લાવતી. તેનો ધણી ચૌદ પૈસા લાવતો: અને એ રોજના ૭ આના ૭ દિવસ ભેગા થાય, ત્યારે સાતમે દિવસે રવિવારે દાર્જીલિંગ જઇ, મકાઇ, ચાવલ, આલુ, કાંઇક પરચુરણ ખરીદી લાવતી. અને એમ અઠવાડિયે અઠવાડિયે જીવનનાં વર્ષો કાઢવાની એને ટેવ પડી ગઈ હતી.

આજે દલબહાદુર અને ગોપી બન્ને સાથે ચાલ્યાં જતાં હતાં, પણ બન્ને પાડોશી છતાં બન્નેના ઘર

વચ્ચે એક હજાર ફીટની ઉંચાઇનો ડુંગર અને એટલી જ ઉંડી ખાઇ આવી રહેલાં; એટલે બન્નેને નજરની પિછાન ખરી, પણ પરિચય તો નહિ જેવો જ. દલબહાદુર જરાક મોજી જુવાન અને ગોપી જરાક રસિક સ્ત્રીઃ સ્વભાવનું આટલું સામ્ય તો સાથે ચાલતાં જ દેખાઇ ગયું. અને પછી તો બન્ને મીઠા પવનની લહેરોમાં દાર્જી-લિંગ તરફ આગળ વધતાં ગયાં.

પહેલે અઠવાડિયે સાદી પિછાન થઇ. પણ બીજે રવિવારે તો દલબહાદુર ગોપીની મીઠી મશ્કરી કરતો સાથે ચાલ્યો જતો હતોઃ અને ગોપી પણ એ મશ્કરીના પ્રત્યુત્તર એટલી જ ચતુરાઇથી વાળ્યે જતી હતી.

બે ઘરમાં અશાંતિ ફેલાતી હતીઃ ગોપી પોતાના ધણી નોબુ સાથે તીખા સ્વભાવથી વાત કરતી હતી. અને દલબહાદુર પોતાની જુવાન સ્ત્રી પાર્વતી તરફ બેદરકાર વર્ત્તન ચલાવતો હતો. જેમ દરેક રવિવાર જતો હતો તેમ તેમ એ ઘરની શાંતિમાં વધારે ને વધારે ખલલ પહોંચતી હતી! ~

ચોથે રવિવારે ગોપી સાથે દલબહાદુર ચાઘરમાં જઇ ચા પી આવ્યો હતોઃ બન્નેએ પાન ખાઇને મોં લાલ કર્યાં હતાં; અને ઘેરા જાંબુડા રંગના મખમલનો કકડો ખરીદ કરવા માટે પોતાના આજના વકરાના બધા પૈસા લઇને, મારવાડી રાયમલની દુકાને દલબહાદુર બેઠો હતો; સાંજે ચાર બજે જ્યારે તેઓ બદામતમને રસ્તે પાછાં ફર્યાં, ત્યારે બન્નેની આંખમાં રાગનો નશો હતો!

બન્નેના ઘરમાં અશાંતિ વધી છે. અવ્યવસ્થા પણ વધતી જાય છે. ડગલે ને પગલે તીખાશ દેખાય છે. પાર્વતીને લાગ્યું છે કે દલબહાદુર હવે દર રવિવારે શરાબથી ગંધાતે મોંએ પાછો ફરે છે: અને બીજો રવિવાર આવતા પહેલાં પણ તેનું મોં બે ચાર વખત ગંધાય છે! ડુંગરાઓમાં બળદ ચરાવતાં ચરાવતાં, સામેના ડુંગરા પર આવેલ ઝૂંપડા તરફ એકીટશે જોઇ રહે છે અને ક્યારેક તો છેક સાંજે ખીલતાં લીલાં ઝાડ આસ્માની બની જાય ત્યારે તે ચોરવાટેથી સામેના ડુંગરા ઉપર ચડવાનું શરૂ કરતો હોય છે!–ઘર ભાંગવાનાં આ બધાં પ્રાથમિક લક્ષણો પાર્વતીએ જોઇ લીધાં છે, પણ તે બાઇ સાચી હતી. અને તેણે દલબહાદુરની બધી બેદરકારી સહીને પણ ઘરમાં તો જીવનની મીઠાશ જ જાળવી રાખી.

●

છઠું અઠવાડિયું ભયંકર હતું. આજે ગોપીના ચહેરામાં અજબ નૂર હતું. તેણે ઘટ્ટ જાંબુડા રંગના મખમલના કબજામાં યૌવન ઢાંક્યું હતું. મીઠો પીળો રેશમી રૂમાલ, છીંટના ઘાઘરા પર વિંટી લીધો હતો, અને ફુલગુલાબી ઓઢણી ઓઢી હતી. આજે તેનો ચહેરો પણ ખૂનેગુલાબ જેવો તંદુરસ્ત જુવાનીની લાલીથી ચળકતો હતો. દલબહાદુર આ હુમલો આજે નહિ સહી શકે, એવી ગોપીને ખાત્રી હતી. અને બન્યું પણ એમ જ. જ્યારે ગોપીએ પાન ચાવીને હોઠ લાલ કર્યા. ત્યારે તો દલબહાદુર લગભગ પરવશ બની ગયો હતો. આજે રાત્રે ત્રણ બજ્યે, ગોપી પોતાનું ઘર છોડી, દલબહાદુરને ત્યાં આવવાની હતી અને કોઇ

ન જાણે તેમ હમેશને માટે દલબહાદુરને ત્યાં જ રહેવાની હતી. બન્નેએ રાગભર્યાં નેણથી એ વાત કરી લીધી હતી. સંકેતસ્થાન પણ ગોઠવાઇ ગયું હતું. યોજના તૈયાર થઇ ગઇ હતી. અને ફરી દલબહાદુરે રાયમલની દુકાનેથી, ગોપીને મખમલના સારામાં સારા કકડા કઢાવી આપ્યા હતા, સાંજે ચાર બજ્યે જ્યારે બન્ને પાછાં ફરતાં હતાં, ત્યારે દલબહાદુરે નાટક જોવાની વાત કરી. ગોપી તો આજે તૈયારી કરવાની હતી, એટલે રોકાણી નહિ. એને બદામતમનો રસ્તો આજે લાંબો લાગ્યો હશે, પણ તે એકલી પાછી ફરી. દલબહાદુર નાટક જોવા રોકાઇ ગયો. તે રાતે પાછો ઘેર ફરવાનો હતો. દલબહાદુરે નાટકઘરમાં પ્રવેશ કર્યો ત્યારે રાતના નવ થયા હતા. સીતાવનવાસનું નાટક હતું. ઉજળા લોકથી માંડીને મેલા લોક સુધીના બધાં માણસો રામના નામથી, નાટકઘર તરફ આકર્ષાયાં હતાં.

દલબહાદુર થોડો વખત કલકત્તામાં એક બાબુને ત્યાં રહી આવ્યો હતો, અને બંગાળીનું પૂરેપૂરૂં તો નહિ, પણ કામચલાઉ ઠીક જ્ઞાન ધરાવતો.

સીતા સૂતાં છે, અને રામચંદ્ર તેની પાસે બેઠા બેઠા અત્યંત પ્રેમથી પવન નાખે છે, એ દૃશ્યથી નાટક શરૂ થયું. પ્રેક્ષકવર્ગ અત્યંત શાંત હતોઃ જેમ ઘેરા આસ્માનમાંથી ઠંડી રાતે વરસાદનાં ટમટમ ટીપાં પડે, તેમ શબ્દે શબ્દ વીણી શકાય તેટલો સ્પષ્ટ હતોઃ પહેલા અંકને અંતે, જ્યારે સીતા વનવાસ ગયાં ને ઘેલા જેવા રામ, 'સી તા—શી તા' બોલતા આછા અંધકારમાં ને પડદા પાછળ અદૃશ્ય થયા, ત્યારે બાળક, જુવાન ને વૃદ્ધની આંખમાંથી આંસુ નીકળવા માંડ્યાં;.'

સ્ત્રીઓ રડતી હતી; પુરુષો ડૂસકાં ભરતાં હતા; છોકરાં સજળ નેને પડદા તરફ જોઈ રહ્યાં હતાં.

બહાર વિલાપી સ્વરની એક જ ધૂન

'કો થા ય આલો, કો થા ય આલો,
આકાશ ભૂવન કાલો ય કાલો–'

જામી હતી: રાત્રિ આજે અકસ્માત અસાધારણ ચોખી હતી. દલબહાદુર થોડો વખત બહાર નીકળ્યો ત્યારે કેટલીક લટકાળી ચીની સ્ત્રીઓ મગફળીનાં પડીકાં વેચવા ફરી રહી હતી: પણ તેનું ધ્યાન ઉપર મૂંગા સૂર છોડતા તારામાં, કે નીચે વિલાપી સ્વર છોડતી બંસીમાં હતું! સર્વત્ર—એક જ સ્વર હતો: વિલાપ!

આંસુ સૂકાયા પછી બીજો અંક શરૂ થયો. અને છેવટે ત્રીજો અંક આવ્યો.

સીતાની પ્રતિમા ઘડવા રામચંદ્ર પોતે એકાંત વાસ સેવે છે, ને એવે વખતે જ લવ, સીતા વનવાસની વાત સાંભળીને, આવેશભર્યો, અયોધ્યાપતિને હણવા વનવાસમાંથી દોડતો આવે છે! . . .

લક્ષ્મણ ને ભરત રામચંદ્રના દરવાન બન્યા છે. ઉન્મત્ત લવનો સ્વર આવે છે: 'ક્યાં છે રાઘવ?' માનસીસૃષ્ટિમાં તલ્લીન રામચંદ્ર આ સ્વર સાંભળીને એવું અનુભવે છે કે જાણે સીતાજી આવ્યાં ને બોલ્યાં કે 'રાઘવ!'

એટલે તે એકદમ બહાર આવે છે: 'કોનો અવાજ? અને, આ ચિરપરિચિત સ્વર જેવો સ્વર કોનો છે?'

પિતાપુત્રની પહેલી ભેટનો, અને લવ એકદમ રામને છોડી નાસી જાય છે ત્યારે અનાધાર, એકલ બનતા રામનો

કરુણ સ્વર, પ્રેક્ષકગણમાંથી સોંસરવે સોંસરવો નીકળી ગયો . . . ચોખ્ખાં આંસુથી મલીનતા ધોવાય તેમ ફરીફરી પ્રેમની આ કથા સંભારીને માણસો રોવા લાગ્યાં! . . .

પરંતુ હજી બાકી હતું. જ્યારે ત્રીજો અંક પૂરો થવા આવ્યો, ને હર ઘડીએ વનમાંથી પાછાં આવતાં સીતાને મળવા ઉત્સુક બનેલા રામચંદ્રને, રાજસભામાં, વારંવાર સીતા નજીક ને નજીક આવવાના સંદેશા મળવા લાગ્યા, ત્યારે દલબહાદુર પોતાના આસન પરથી બેઠો થઈ ગયો!

સીતા સરયૂ નદીના કિનારા પર આવ્યાં . . . અયોધ્યામાં આવ્યાં . . રાજચોકમાં આવ્યાં . . દરબારમાં આવ્યાં . . આવ્યાં . . એ . . . આવ્યાં . . . .

પ . . . ણ . . .

આખો પ્રેક્ષકવર્ગ ચિત્રમાં આલેખ્યા જેવો, આંસુથી ભરપુર, પ્રેમની આ મહાકથામાં તલ્લીન હતોઃ સભામાં વસિષ્ઠે સીતાની પરીક્ષા કરવા આગ્રહ કર્યો ને જ્યારે અત્યંત કરુણ સ્વરથી સીતાએ 'ભૂતધાત્રિ ધરિણી, જનનિ' શરુ કર્યું અને પૃથ્વીમાતાને પોતાની સંભાળ લેવા પ્રાર્થના કરી ત્યારે પ્રેમની આ કથાનો કરુણ અંત આગળથી જ જાણનાર પ્રેક્ષક વર્ગનાં આંસુ ખાળ્યાં ન રહ્યાં! દલબહાદુર બે હાથથી મોં ઢાંકીને ધ્રૂસકે ધ્રૂસકે રોયો! . . . અને છેલ્લો દેખાવ ન જોવાયાથી, એકદમ બહાર દોડયો ગયો. એને એની 'સી તા' સાંભરી હતી. અને પોતાનું દગાખોર વર્તન અત્યારે એને ડંખ દેતું હતું.

બહાર એવાં જ વિલાપી સ્વરોથી વાતાવરણ સભર ભર્યું હતું

તે ઉભી બજારે, પોતાને માર્ગે—રંગીત રસ્તે દોડયો! નાટકઘરમાંથી બહાર નીકળેલો દલબહાદુર હજી 'સી. .તા' . . . એ પવિત્ર શબ્દની ધૂનમાં જ હતો. તે વેગભર્યો ઘર તરફ ચાલી રહ્યો હતો. ' સી તા 'ને મળવા અને ચરણે પડવા.

અત્યારે ઝીણાં ઝીણાં વાદળમાંથી આછી ચાંદની પૃથિવી પર પડતી હતીઃ આસપાસનાં ચાનાં ખેતરો તદ્દન શાંત ઉભાં હતાંઃ કોઇનો પણ સ્વર સંભળાતો ન હતો. સામે ડુંગરાના ડુંગરાની હારો, આછા ઘેરા આસ્માની રંગમાં ઢંકાઈ ગઇ હતીઃ અને હિમાલયનાં થોડાં થોડાં બરફભર્યાં આછાં શિખરો, ચાંદનીમાં ઉજળાદૂધ દાંત જેવાં ચોખ્ખાં દેખાતાં હતાં.

બદામતમમાં પોતાના મકાઇના ખેતરમાં દલબહાદુર પહોંચ્યો ત્યારે રાતના ત્રણ થવા આવ્યા હશે.

પોપૈયાં ને કેળના ઘેરાની વચ્ચે થઇને તે પોતાના ફળીમાં આવ્યોઃ ઘાસથી છવાયેલા તેના ઘરના છાપરા પર બે ત્રણ આગિયા ઉડતા હતા; અર્ધ ઉઘડેલાં ધતુરાનાં ફૂલોથી, પવનમાં એક જાતની નવી સુગંધ ભરાતી હતીઃ પતરાનાં થીગડાંથી શણગારેલું તેના ઘરનું બારણું બંધ હતું. ને અંદરથી કુકડાની પાંખોના સળવળાટ સિવાય બીજો અવાજ આવતો ન હતો. તેણે બારણા પાસે કાન ધર્યો : કાંઇક ખખડતું લાગ્યુંઃ આશ્ચર્યથી તે આઘો ઉભો રહ્યો : અને એક જ સપાટે હતો ત્યાંથી ઠેકડો મારી દૂર ખસી ગયો. તેના હાથને પાછળથી કોઇનો હાથ અડયો હતો, ને પાપથી ન ડરનારો માણસ ભૂતથી બહુ ડરતો હતો.

એટલામાં મીઠું ધીમું હસીને ગોપીએ તેનો ખભો

હલાવ્યો ! તે વખતે દલબહાદુરને આજે રાતે ગોપીને દીધેલો કોલ, સંકેતસ્થાન, અને યોજના સાંભર્યાં !

અને . . . સાથે સાથે પેલી નાટક ઘરની ' સી . . તા ' સાંભરી.

પવિત્રતાના સ્પર્શે જેમ પાપ પીગળી જાય, તેમ દલબહાદુર ગોપીની પાસે ઉભો ઉભો–પેલા શબ્દસ્પર્શે પાપથી દૂર દૂર ખસવા લાગ્યો.

તે ગોપીની સામે જોઈ રહ્યો: તેણે અજબ મોહિની-રૂપ ધાર્યું હતું. શાંત ડુંગરાઓ અનેક નિશાની કરી રહ્યા હતા. પવન ધીમો હતો. એકાંત હતી, રાત્રિ હતી, મનને બહેલાવે તેવી ઠંડી ચાંદની હતી !

અચાનક એક કુકડું અંદરથી બોલ્યું. ને પાર્વતીનો પડખું ફરવાનો અવાજ થયો.

જાણે આ અવાજથી નિશ્ચય કર્યો હોય તેમ દલબહાદુર ગોપીને પાછળ આવવાની નિશાની કરીને એકદમ ચાલી નીકળ્યો.

ક્યાં જવું છે એ ગોપીને ખબર ન હતી: દલબહાદુર આગળ વધ્યો, ને ગોપી પાછળ પાછળ ચાલવા લાગી.

ધીમે પગલે બન્ને ડુંગરની પગદંડીએ પગદંડીએ નીચે ને નીચે ખીણમાં ઉતરવા માંડયાં.

ચારે તરફથી ઉજાસ વધવા લાગ્યો. હિમાલયનાં શિખરો થોડાં થોડાં વધારે સ્પષ્ટ દેખાવા લાગ્યાં.

ખીણમાં પહોંચ્યા ત્યારે ગોપી શ્વાસ ખાવા થંભી: ' દલબહાદુર ! તું ક્યાં જાય છે ? '

દલબહાદુરે માત્ર હાથથી નિશાની કરી, તેને આગળ વધવા કહ્યું. ચાનાં ખેતરો વચ્ચે થઇ તે રસ્તો ચડવા મંડયો. ડુંગરાની ટોચ પર પહોંચ્યા ત્યારે કાંચનગંગા પર. ઉગતી આશા જેવું, પ્રેમના સ્મિત જેવું, પવિત્રતાની કલગી જેવું, સૂર્યનું પહેલું કિરણ ફૂટયું હતું ! અને જોતજોતામાં એ ત્રણ શિખરો પર, એ આછો ગુલાબી, સુનેરી, રંગ પથરાઇ ગયો !

દલબહાદુર ત્યાં ઉભો રહ્યો.

તેણે ગોપીને પાસે આવવા નિશાની કરી. ગોપી હસતી હસતી પાસે આવી. પ . . ણ–પણ આ શું ?

દલબહાદુર અચાનક ગોપીના પગ પાસે પડયો. તેના પગ નીચેથી ધૂળ લઈ, પોતાના માથા પર ચડાવવા લાગ્યો–અને તે ધીમેથી, પણ સ્પષ્ટ અવાજે, બોલ્યો : ' ગોપી ! આપણી ભૂલ થઇ છે. તું મારી બેન . . થા. હું તારો ભા . . . ઈ થાઉં ! '

એક પણ શબ્દ બોલ્યા વિના, તિરસ્કારની એક દૃષ્ટિ ફેંકીને ગોપી ચાલતી થઈ ગઈ.

બીજે દિવસે ખબર પડી કે ગોપી નોબુને તજી ગઇ છે.



બદામતમથી ઠીક ઠીક દૂર સુંદર ઝરણા પાસે એક નાનું સરખું ચા ઘર બન્યું છે. ઉંચી જગ્યા પર આવેલ એ ઘરની બારી, નીચે રસ્તાપર ચાલનારને અત્યંત આકર્ષક લાગે છે. એક તો આસપાસ સુંદર ફુલ છોડ વાવેલાં છે એટલે, અને બીજું બારીમાં ગોઠવેલ લાંબા ચકચકીત પિત્તળના પ્યાલા મીઠી કૉફીની આગાહી આપે છે માટે. બારીમાં,

અરધું મોં દેખાય અરધું ન દેખાય તેવી રીતે, નેપાળની રાણી બેસતી. આસપાસના ભૂતિયા ને લેપચા એ ચા ઘરની માલિક ગુરખા સ્ત્રીને ' નેપાળની રાણી ' કહેતા. અને કોઈ વટેમાર્ગુ પૂછે તો ' નેપાળની રાણી 'નું ' ચા ઘર ' બતાવતા.

પરંતુ એ જગ્યા સુંદર હતી તેના કરતાં ' નેપાળની રાણી ' વધારે સુંદર હતી. પ્રમાણમાં જરાક લાંબી સશક્ત ઘાટીલી એવી એની ગોરી દેહ વનમાં જાણે વનલક્ષ્મી હોય એવી ભાત પાડતી.

એનું શરીર એટલું બધું પ્રમાણસર હતું કે કોઇને એમજ લાગે કે સઘળાં અવયવોને બરાબર માપીને ઘડયા પછી જ કોઈ સ્વપ્નશિલ્પીએ આખી દેહને તેજની રજથી છાઇ દીધી છે. 'નેપાળની રાણી' અર્ધવિકસેલી અર્ધઅણવિકસેલી કળી જેવી ત્યાં બેસતી. અને ઇચ્છા ન હોય છતાં પણ સ્થળ, સમય ને સુંદરી એ ત્રણ જબરજસ્ત આકર્ષણથી ખેંચાઇને દરેક રસ્તે ચાલનાર ત્યાં ચા કે કૉફીપીવા જતો !

એક દિવસ એ ચા ઘર ઉપર એક સુંદર જુવાન ચા પીવા ચડી આવ્યો.

તેણે સિપાઇ જમાદારનો ' યુનિફૉર્મ ' પહેર્યો હતો. તેના માથાની પાઘડીમાંથી સોનેરી કલગી બહાર નીકળી પડી તેના ગૌર વદનને શોભાવી રહી હતી. ચામડાનાં ચક-ચકીત ' હોલબૂટ ' ઉપર હાથમાં પકડેલી નેતરની સોટી વારેઘડીએ અમસ્તી જ તે અફાળતો હતો. તે ચા ઘરમાં આવીને બેઠો. ' નેપાળની રાણી ' પોતાનું ગૂંથણકામ મૂકી જરાક બહાર નીકળીઃ હમેશના નિયમ પ્રમાણે તેણે સસ્મિત સહજ પૂછયુંઃ

'કયા ચહીએ ? ચા કૉફી ?'

જુવાન સિપાઇ તેની તરફ જોઈ રહ્યો. 'નેપાળની રાણી' પણ તેના સામે જોઈ રહીઃ 'અ રે ! આ તો દલબહાદુર !'

'ક્યું ગોપી ! તુમ તો અબ રાણી બન ગઇ ?'

ગોપી જરાક હસતે મોંએ આગળ આવીઃ 'દલબહાદુર તું ક્યાંથી ? તું તો જંગમાં ગયો 'તો ને ?'

'જંગમાં જઇને પાછો પણ આવ્યો !' દલબહાદુર ફ્રાન્સની ભૂમિપર લડવા ગયો હતો. આખું બદામતમ લડવા ગયું હતું. ગોપીનો ધણી નોભુ પણ ગયો હતો. ગોપીએ સાંભળ્યું હતું કે જે જે જુવાન ગયા તે સઘળા કપાઇ ગયા હતા. 'બદામતમથી આવે છે ?' 'હા.'

ગોપી ઘરમાં જઇને લાંબા પિત્તળના પ્યાલામાં ચા લઈ આવી. દલબહાદુરની સામે બેઠી. જે દિવસો ગયા તેમાં ગોપી વધારે સુંદર બની હતી.

'તું આંહી શું કરે છે ?'

'હું ચા ઘર રાખું છું. ગૂંથું છું. થોડાંક ડુક્કર ને મરઘાં પણ રાખ્યાં છે.'

'બિચારો નોભુ ! તને ખબર છે નાં ?' દલબહાદુરે ગોપીને પૂછ્યું. ગોપી દલબહાદુર સામે જોઈ રહીઃ કાંઇ બોલી નહિ, પણ નોભુના નામસ્મરણથી તેનું અંતઃકરણ નરમ બન્યું. નોભુના માઠા સમાચાર હશે એ એણે અનુમાનથી જ જાણી લીધું.

'તું તો લડાઈમાં હતો ને બિચારી પાર્વતી તો મરી ગઈ!'

'પાર્વતી મરી ગઇ, ભાગીરથી મરી ગઇ, ફુફુછિન જંગેલા મરી ગયો. કેટલા બધા મરી ગયા ?'

'હવે બદામતમમાં કોણ કોણ રહ્યું છે ?'

'જુવાનમાં હું ને તું બે જ!' દલબહાદુરે કહ્યું. 'બાકી છોકરાં છે, ગલઢાં છે, અપંગ ને અશક્ત છે.'

'આખું ગામ ઉજ્જડ લાગતું હશે?'

'આખું ગામ ઉજ્જડ જેવું ખાવા દોડે તેવું બન્યું છે. ખેતર એમ ને એમ પડયાં છે. ગામમાં કોઇ જુવાન નજરે ચડતો નથી કોની સાથે વાત કરવી તે ખબર પડતી નથી. ઘેર ઘેર અપંગના ખાટલા પડયા છે!'

'અરર!'

'નોભુ બિચારો આવતાં આવતાં રસ્તામાં મરી ગયો.'

ગોપી વિચારમાં પડી ગઈ; એને નોભુ સાંભર્યો. ગમે તેમ પણ નોભુ સારો હતો. એણે એને કોઈ દિવસ દગો દીધો ન હતો. તે સાદો ને સાચો હતો. આજે એનું મરણ ગોપીને ખટકી રહ્યું. અને નોભુની સાદાઈ એને ડંખ દઇ રહી. 'કેટલો સાદો ને સાચો!' એના મનમાં મોટો અવાજ થઇ રહ્યો હતો.

'શું વિચાર કરે છે?'

'નોભુ મને સંભારતો' તો?' ગોપીએ જરાક ગળગળા અવાજે પૂછ્યું.

'તને? અરે બિચારો જેમ રામનું નામ જપે તેમ તારું નામ જપતો હતો. કહેતો હતો કે એક વખત જો બદામતમ ભેગો થઈ જાઉં, એક વખત ગોપીને જોઉં, એક વખત એને જોઉં તો એના ગુન્હા માત્ર ભૂલી જાઉં. એક વખત ગોપી મારી પાસે આવે . . . એમ કરતો કરતો જ સ્ટીમરમાં મરી ગયો. બિચારાને બહુ નબળાઈ હતી તો.'

'પછી?'

'પછી દરિયામાં ફેંકી દીધો. બીજું શું થાય?'

ગોપીએ પોતાની હથેળી હડપચીએ મૂકી ઉંડો નિઃશ્વાસ

ખેંચ્યો. બન્ને જણાં થોડીવાર સુધી બોલ્યા ચાલ્યા વિના એક બીજાની સામે જ જોઈ રહ્યાં. અંતે દલબહાદુર બોલ્યો.

'ગોપી હું તને પૂછવા જ આવ્યો' તો. બદામતમમાં હું ને તું બે જ જુવાન છીએ. પાર્વતી મરી ગઈ. ને નોભુ પણ મરી ગયો.'

ગોપી થોડીવાર તો બોલી નહિ. પછી નીચે જોઇને માત્ર ડોકું ધૂણાવ્યું:

'નોભુ બિચારો મરી ગયો કાં?'

'જેને જીવતાં દગો દીધો, તેને હવે મર્યાં પછી સંભારે છે? નોભુ મરી ગયો, અને કોણ જીવતું રહેવાનું છે? હવે એવું સંભારવાથી શું ફાયદો?–ગોપી, હવે તો તું બદામતમ આવી જા.'

ગોપીએ કાંઈ પણ ઉત્તર ન વાળ્યો. બેઠી થઈને ચાનો પ્યાલો લઇ તે ઘરમાં ચાલી ગઇ.

દલબહાદુર સિગારેટ પીતો પીતો ત્યાં બેસી રહ્યો.

ગોપી પાછી આવી ત્યારે દલબહાદુરે પૂછ્યું:

'કાં ગોપી! શું વિચાર કરે છે? બદામતમ આવવું છે નાં?'

ગોપી થોડીવાર તેની સામે જોઇ રહી: 'હું તને કાલે કહીશ.'

દલબહાદુર ધીમે ધીમે સિગારેટ પીતો પીતો બીજે દિવસે આવવાનુ કહી ચાલ્યો ગયો.

•

બીજે દિવસે દલબહાદુર ત્યાં ફરવા આવ્યો ત્યારે ખબર પડી કે ગોપી ચા ઘર બીજા કોઇને સોંપી ત્યાંથી નોભુની માને ગામ ચાલી ગઈ છે.'

# સ્વાર્પણ

હું આજે આટલાં વર્ષે જ્યારે સંભારૂં છું ત્યારે એ માયાળુ ચહેરો મારી નજરે પડે છે. અમે ચાર ભાંડરૂ હતાં, બે ભાઇ અને બે બેન. મારો મોટો ભાઇ વિનાયક રૂપાળો મજબૂત ને ચાલાક હતોઃ મારી બેનોમાં મારી માનું સૌંદર્ય ઉતર્યું હતું. આ સઘળાંની વચ્ચે કઢંગો ખૂંધો ને કદરૂપો એવો હું બેસતો ત્યારે સૌના આનંદ ઉપર એક જાતનો પડદો પડતો. ઘેર કોઇ ચા પાણી પીવા માટે આવે તો મને તોતડાને સંતાડવો પડે. મારા બાપાને કોઇ મળવા આવે ત્યારે હું સંતાઇ જતો. મારાં ભાઇ બહેનો આનંદ કરતાં હોય ત્યારે મને જોઇને તેમનો ઉત્સાહ ઓસરી જતો. કોઈ સારે નરસે અવસરે મારા વિષે સૌને ચિંતા થતી.

. . . પણ જ્યારે બાપા ચિંતા કરતા હોય, ભાઈ બહેનો કોઇ મજા જવાથી દિલગીર થયાં હોય, ત્યારે એક અખૂટ પ્રેમરસભરી માની નજર મારા ઉપર ઠરતી હોય ! જાણે હું કદરૂપો જ નથી–કઢંગો પણ નથી–પણ સુંદર જ છું.

એમ એ વહાલસોયો હાથ વાંસા ઉપર ફરતો હોય ! જ્યારે બહાર જવું પડે ત્યારે આ સીદીભાઇ જેવું કાળું મોં, મીઠું તેલ નાખીને વાળ હોળી, તેણે વધારે સુંદર બનાવવાનો યત્ન કર્યો જ હોય !

પણ હું કદરૂપો છું–કઢંગો છું–એ ભાન ધીમે ધીમે એટલું તીવ્ર બન્યું કે હું શેરીમાં રમવા જતો બંધ થયો: મારાં ભાઇ બહેન તો મને જોઈને ' તું જતો રહે ' એટલું જ કહેતાં. હું તરત ભીની આંખે ત્યાંથી પાછો ફરી જતો. મારા પિતા મને જોઈને ' જાઓ, મજા કરો 'એમ ઉપરના વહાલથી કહેતા, પણ મને એ ખોટું વહાલ વજ્ર પ્રહાર કરી જતું. તમને ખબર નહિ હોય પણ છોકરાં ખોટું વહાલ એકદમ ઓળખી કાઢે છે. મારે માટે રમનાર મિત્ર, રમવાના રમકડાં, માતા પિતા, બંધુ જે કાંઇ કહો તો તે માત્ર મારી મા હતી.

સૌ આનંદ કરતાં હોય ત્યારે પણ એ મારી પાસે બેસતી. મને સાંભરે છે કે રામસીતાની વાત તેણે પહેલવહેલી મને કહી અને સીતાજી પૃથ્વીમાં સમાયાં એ ભાગ આવ્યો, ત્યારે તો મારી અને એની આંખમાં આંસુ ખાળ્યાં જ રહે નહિ. કોણ જાણે કેમ તેને મારા ઉપર મારી કદરૂપી સુરતને લીધે જ, વધારે વહાલ હતું. તે દિવસે તેણે મને ખોળામાં બેસાર્યો હતો. ' બેટા ! હું પૃથ્વીમાં સમાઉં ' એટલું બોલતામાં તો તેની આંખમાં ખળખળ આંસુ ચાલ્યાં ગયાં હતાં. તે વખતે તેણે તો માત્ર અનુમાન જ કર્યું હતું પણ તેનામાં એવો શુદ્ધ પ્રેમ હતો કે જાણે તે ભવિષ્ય જ બોલી રહી હતી.

મને એક બીજો દિવસ પણ બરાબર સાંભરે છે. કોઇ મોટા માણસને ત્યાં મારાં ભાઈબહેનો જવાનાં હતાં : મારા પિતાએ ધાર્યું હતું કે હું મારી રમવાની ઓરડીમાં જ બેઠો છું, પણ હું બહાર ઓશરીમાં બેચાર ગોદડાંનો ખોટો કિલ્લો કરી તેની પાછળ ભરાઈને બેઠો બેઠો બધું સાંભળતો હતો : પિતાએ મારી માને કહ્યું:—

'બધાં જવાનાં છે તે તું કેશવાને જરા પાડોશીને ત્યાં કે રમવા તેડી જા.'

'અરે! એ બિચારો ક્યાં જવાનો આગ્રહ કરે છે? પણ એને ય જીવ તો છે નાં? જાય તો શું ખાટું મોળું. . .'

'તેમાં તું ન સમજે . . . આપણી આબરૂ . . . તોતડું છોકરું જોઇને . . .'

મારા પિતાના આટલા શબ્દો મેં બરાબર સાંભળ્યા, પણ પછી બહારના ઘોંઘાટમાં વધુ સંભળાયું નહિ. થોડી વારમાં જ મારી મા બહાર આવી ત્યારે તેનો ચહેરો આંસુથી સાફ ને પવિત્ર લાગતો હતો. તેણે આવીને મને કહ્યું:—'કેશવ! ચાલ, તું મારી સાથે આવે છે—નંદુ માશીને ત્યાં બેસવા.'

ગોદડાં ફેંકીને હું એકદમ બેઠો થયો. મને જતો જોવા ને હું જાઉં એટલે બહાર નીકળવા તલસી રહેલાં વિનાયક વગેરેને મેં પાસેના ખંડમાં લુગડાં પહેરીને તૈયાર થઇ ઉભેલાં ને ઘડી ઘડીમાં ડોકિયાં કરતાં જોયાં. મને આંખમાં આંસુ આવ્યાં, પણ હું મા સાથે ચાલી નીકળ્યો.

મારી મા થોડી વાર પછી ઘેર આવી ત્યારે તેણે મને 'કેશુ! ચાલ બેટા. તને પકવાન કરી આપું' કહીને

ઉનું ઉનું પકવાન કરી આપ્યું. આજે આટલાં વર્ષે, એ ચહેરો, એ મધુરતા, એ પ્રેમ ને એ માતા—જાણે કાલે જ એના ખોળામાં રમતો હોઉં તેટલાં–તાદૃશ ને તાજાં દેખાય છે!

પરંતુ તે પછી અમારા ઘર પર આફત આવી.

મને બરાબર સાંભરે છે, જ્યારે મારી માએ, તેમને પિયરથી તેડવા માટે આવેલ ટપ્પામાં પગ મૂક્યો, ત્યારે મારા માથા પર હાથ ફેરવ્યો. એણે મારા માથા ઉપર ઘણી વખત હાથ ફેરવ્યો છે, પણ તે દિવસે એ સ્નેહ ભરેલા હાથમાં કોણ જાણે શું હતું પણ જાણે એ સ્પર્શ છેલ્લો જ હોય એમ બીજું કોઈ નહિ, પણ હું ને એ બન્ને જાણી ગયાં હોઇએ તેમ લાગ્યું. તેમણે ટપ્પામાં પોટલું મૂક્યું. મને પાસે બોલાવ્યો. એક મીઠું ચુંબન લીધું. જુગજુગાંતરમાં પણ ન ભૂલી શકાય તેવું મીઠું. અને પછી રડતે ચહેરે મને–અમને સૌને–મૂકીને પિયરમાં ગયાં. એ જ એની છેલ્લી મુલાકાત હતી–એ સુવાવડ કરવા ગયાં તે પાછાં આવ્યાં નહિ. માનો હાથ ટપ્પાની બારીમાંથી હાલતો રહ્યો ત્યાં સુધી હું એકીટશે નિહાળી રહ્યો. છેવટે ટપ્પો દેખાતો બંધ થયો. તેણે ઉડાડેલી ધૂળ પણ શમી ગઇ ત્યારે અમે સૌ જાણે લક્ષ્મીવિહોણા ઘરમાં પાછાં ફરતાં હોઇએ તેમ પાછાં ફર્યાં. ત્યાર પછી એ ઘરમાં મેં માત્ર માની છબી પાસે બેસીને સુખ દુઃખ કહી શકાય તે કહ્યાં છે અને આશ્વાસન પણ મેળવ્યું છે.

થોડા વખત પછી મારી નવી મા આવ્યાં, ત્યારે મને ખબર નથી શા માટે પણ અમે સૌ ભાંડુ—વિનાયક, હું ને

મારી બે બહેનો—જાણે એક પરદેશી સામે એકત્ર થતાં હોઈએ તેમ એકત્ર થઇ ગયાં. તે દિવસે પહેલવહેલો અમારો કૃત્રિમ ભેદભાવ તૂટયો. તે દિવસે પહેલવહેલાં વિનાયકે મને કહ્યું, 'ભાઇ! માની રોટલી તને કાચી લાગી કે નહિ?'

મેં ડોકું ધૂણાવીને હા પાડી.

પણ અમે સૌ એક બીજાની આંખમાં એક બીજાનાં દુ:ખ વાંચી રહ્યાં હતાં. અમે સૌ ભાંડુ પાસે પાસે બેસીને કે રાત્રે પથારીમાં પડયાં પડયાં અભાગ સુખદુઃખની કથા કરતાં. અગિયારથી પાંચ ઑફીસ, પાંચથી છ ફરવાનું, આઠથી દસ મિત્રને ત્યાં બેસવાનું ને સવારે નવથી દસ ઑફીસ, આવી રીતે કામમાં ગોઠવાયેલું મારા પિતાનું મગજ કોઇ બીજી વાત માટે ભાગ્યે જ નવરૂં હતું. તમને ખબર નહિ હોય, પણ મોટા મોટા પ્રતિષ્ઠાવાળા ઘરની અંદરની વાતો જાણો તો તમારૂં શરીર ઠંડુગાર થઇ જાય! મોટા મોટા માણસો ફરે છે, એમનાં ઘરનાં બૈરાં—બાળકો માટે દોરોધાગો કરાવવા આંટા ફેરા કરતાં જ હોય છે.

અમારૂં ઘર પણ આવી ખોટી પ્રતિષ્ઠાની દિવાલોથી રૂંધાયેલું સાચું નરકખાનું હતું. ત્યારપછી તો ઘણો સમય ગયો. દરમ્યાનમાં મારી નવી માને છોકરો પણ આવ્યો હતો. ને હવે તો તે પણ ત્રણ ચાર વર્ષનો થયો હતો. અને અમે બધાં ભાઇભાંડુ એની પાસે જ રમતાં. હવે મોટી ઉમ્મરના છોકરાંને નાના ત્રણ ચાર વર્ષના છોકરા સાથે આખો દિવસ રમવું પડે—અને દરેક રમત એની હાજરીમાં જ શરૂ કરવી પડે એ બંધન અસહ્ય છે; એટલે મારાં ભાઇ બહેન સૌ ધીમે ધીમે સરી જતાં, પણ હું નાનુ-

એનું નામ નાનુ પાડયું હતું–સાથે રમતો જ હોઉં ! નાનુ પણ જાણે મને ઓળખતો હોય તેમ સૌમાં મને ઓળખી કાઢતો; પરંતુ તમે નશીબમાં ન માનતા હો તો કાંઇ નહિ હું માનું છું. કેટલાંક મનુષ્યો જાણે કામ કરવા માટે–સેવા કરવા માટે–અને ઉપરાંત અપયશ લેવા માટે જ જન્મ્યાં હોય છે.

હું કાંઇ મારી ફરિયાદ નથી નોંધાવતો, કારણ કે એમ કામ કરીને પછી અપયશ વેરવામાં આનંદ લેવાની મને જાણે કે ટેવ જ પડી ગઈ છે, પણ નાનુને રમાડું હું–મારાં ભાઇ બહેન સૌ આડાંઅવળાં થઈ જાય–પણ જો નાનુ પડે તો વાંક મારો જ નીકળે ! સૌ જમવા બેસે ત્યારે પણ નાનુને રમાડતો હું જ બેસું. કૂતરૂં આવીને ઘંટીનું થાળું ચાટી જાય ને હું લાકડી લઇને તેને હાંકવા જાઉં, તે વખતે જો નાનુ જરાક રડે તો 'મારા પીટયા કેશવા !'–એ સાદું સંબોધન મને જ મળે !

નોકરચાકર સૌ મારા વિષે ખોટું કહી શકે. મારા બાપને મારી અશકિત અને કમઆવડત વિષે ખાત્રી જ હતી. કદરૂપો એટલે કમનશીબ અને તેથી નાનુ એના સંગમાં ન રમે તો જ સારૂં એવો, અમારા બહારથી પ્રતિષ્ઠિત લાગતા ઘરમાં બેઠેલ, મારી માતાને વહેમ હતો !

'આ એક મારો પીટયો કેશવો ઘરમાં ન હોય, જુઓને નાનુને બગાડનાર જ એ છે.'

નાનુને બે ત્રણ દિવસ થયાં તાવ આવતો હતો; મારી માને એવી ટેવ હતી કે નાનુ ખાવા ન બેસે તો 'ખાવા બેસે છે કે બાવીને બોલાવું ?' એમ કહીને એને ધમકાવતાં.

એમાંથી નાનુની કલ્પનામાં બાવાનું ભયંકર ચિત્ર ખડું થયું અને જ્યારે જ્યારે માંદો પડે ત્યારે ‘ એ બાવો! ’–કહીને ઉંઘમાંથી ચમકી ઉઠે!–મારી માને કોઇએ કહેલું કે એ તો કેશવાની મા મરી ગઇ છે તે નડતી હશે. એટલે તો પછી અમે બધાં ભાંડુ એની દૃષ્ટિએ વિઘ્નરૂપ બન્યાં: પણ એ ઉપરાંત મારે લીધે તો એમની પ્રતિષ્ટા પણ ઘટતી, એટલે સૌથી વધારે સહન તો મારે જ કરવું પડતું. વિનાયક અને મારી બહેનો પણ જ્યારે લાગે કે માનો તાપ સહન નહિ થાય, ત્યારે વાંક મારા ઉપર ઢોળી દેતાં. મને પણ જાણે સૌના દોષ માટે સહન કરવાની ટેવ પડી ગઇ. અરે, એક દિવસ તો એ નાનુએ પણ રમત કરેલી. પોતે દૂધ ઢોળ્યું: ને એટલામાં માને આવતી જોઇ કે તુરત જ બૂમ પાડી ઉઠયો, ‘ મા! મા! ઉં . . . કે શુ ’

‘ અરે, એ તો છે જ મારો પીટયો એવો, એનું નામ મૂકોને. અભાગિયો–નાનો હતો તે મા મારી ને હવે આ છોકરાને મારશે. ’

બહાર કોઈ જોશી પાસેથી જ મારી મા તાજાં ફરેલાં: આ ભોગળભટીઆએ અમારા કુટુંબની સઘળી હકીકત ભેગી કરી અને પછી મારી માનો હાથ જોઇ જોઇને, જાણે ધન મકર કરતાં કરતાં, સઘળી પાછી કહી. તેના જોશમાં એમ પણ આવ્યું કે કેશવાની મા તમને નડે છે: ને તે અભાગિયા કેશવાને લીધે!–મારી માંએ મને હવે તો જેમ બને તેમ, નાનુથી દૂર રાખવા પ્રયત્ન કર્યો. વિનાયક ને મારી બહેનો પણ જો મારી સાથે રમતાં હોય તો માર ખાય.

ધીમે ધીમે મારા ઘરમાં હું જંગલવાસી બની રહ્યો! હું અને પેલી મારી માની છબી, બીજું કોઇ મળે નહિ! મને તોતડાને, કદરૂપાને કાંઇ એવા મોટા બાપા બોલાવે?– મોટાને ત્યાં આવનારાં માણસો કેટલાં નાનાં હૃદયનાં હોય, તે તો મને ખબર જ હતી. એટલે જનાર આવનાર કોઇ ન બોલે. વિનાયક ક્યારેક એનો અન્યાય મને વર્ણવે: મારી બહેનો ક્યારેક ગુપચુપ માનો વાંક કહી દે! નાનુ છાનો ક્યારેક રમવા દોડયો આવે!–પણ એ સૌ પોતપોતાને માટે આટલું કરે. મારે જીવન છે એમ કોઇ માને નહિ. મારૂં જીવન એકલું બની રહ્યું હતું.

એક દિવસ વિનાયકને ને મારી બેનને માર પડયો. મારા બાપ આવ્યા ત્યારે એમની ફરિયાદ થઇ. ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે માર ફરી પડયો. નાનુ વિનાયકના હાથમાંથી પડી ગયો હતો: પણ હું જો સાથે રમવામાં ન હોત તો આટલો બધો માર પડત નહિ, એ ચોક્કસ.

તે દિવસે વિનાયક સૂતા પહેલાં મારી પાસે આવ્યો: 'કેશવા! તારે લીધે બેનને કેટલો માર પડયો એ તેં જોયું? તું એકલો રમતો હો–આવડું મોટું મેદાન છે–તો તને શું થાય?'

હું કાંઇ બોલ્યો નહિ, પણ સજળ નેને તેની સામે જોઈ રહ્યો, પણ મારા હૃદયમાં ઉંડું ઉંડું મંથન શરૂ થયું.

તે રાતે મને નિદ્રા આવી નહિ. બહાર સુંદર ઠંડી ચાંદની ખીલી હતી. ઠંડી પણ એવી કકડીને પડી હતી, કે ઝાડ, પાન, પંખી ને પૃથ્વી સૌ ઠરી ગયાં હતાં! ક્યાંય એક શબ્દ પણ સંભળાતો ન હતો. નર્યું હીમ વરસતું હતું.

તે વખતે હું મારા ખાટલામાંથી બેઠો થયો. એક વખત મારી માની છબી સામે જોયું. દીવાના ઝાંખા અજવાળામાં જાણે કોઇ દૂર દૂરના પ્રદેશમાંથી તે હસતી હોય તેમ મારી સામે જોઇ રહી હતી !–એ જ પેલું મુક્ત, સાચું, હૃદયનું હાસ્ય. મને લાગ્યું કે જાણે એ મને બોલાવી રહી છે: '. . વિનાયકને અને બેનને અને નાનુને અને આ ઘરને તું સુખી નહિ કરે તો કોણ કરશે? આવતો રહે, આવતો રહે, મારી પાસે આવતો રહે.' મેં બેબાકળા થઇને ચારે તરફ જોયું. બહાર માત્ર ઠંડી ચાંદની રેલાઇ રહી હતી.

જાણે એ જ સ્વર ફરી સંભળાય છે. એ જ હાથ માથે સ્પર્શ કરે છે: 'આ વ તો ર હે!'

એક વખત ધીમે પગલે વિનાયકના ખાટલા પાસે હું ગયો. તે મીઠી નિદ્રામાં પણ માના ભયથી ખોટું રડતો હતો !–બેનો પાસે ગયો. શાંત સ્વપ્નસ્થ બે હંસણી સૂતી હોય તેમ તે ટૂંટિયાં વાળીને પડી હતી–મેં તેમના કપાળ પરથી થોડા બાલ ખેસવ્યા. માની સુંદર આબેહૂબ પ્રતિકૃતિ જેવી બન્ને શાંત સૂતી હતી.

માએ મારા માટે કેટલું સહન કર્યું હતું: એ વિચાર આવતાં જ મને સહન કરવાની શક્તિ આવી. મારી માએ હર ઘડીએ મારે માટે જે સહન કર્યું હતું, રડતે રડતે મને સીતાની પૃથ્વી સમાયાની વાત કરી હતી, તે બધું નજર આગળ તરી આવ્યું: જાણે એ જ વાત ફરીથી કહી રહી છે. હું મારી બેનોને એક એક મીઠું ચુંબન લઇ, વિનાયકને જરાક ભેટી, તરત ખાટલા પાસેથી ખસી ગયો.

બારણા પાસે પહોંચ્યો. મારી માની છબી સામે જોયું. બહાર ચાંદનીમાં જોયું.

જગતની સઘળી મીઠાશ જેના અંતરમાં હોય, એ જેવું હસે, તેવું જ હાસ્ય જાણે પેલી છબીમાંથી મા હસી રહી છે. મને કહ્યા વિના, બોલ્યા વિના, ઈશારત વિના, સમજાવી રહી છે: 'આવતો રહે. મારી પાસે આવતો રહે.'

ધીમેથી કમાડ ઉઘાડી હું બહાર નીકળી ગયો.

હું કોઈ દિવસ ભૂલ્યો નથી, ભૂલીશ નહિ, પણ અમારા ઘરના બારણા પાસે લીમડાની ચાળણી જેવી તેજ છાયાની ફુલ ગુંથણીમાં જાણે મારી મા જ ઉભી છે!–સાંભળ્યો નહિ, પણ જાણે શબ્દ સમજાયો કે 'આવ બેટા કેશવ, આવ!' એ જ, પેલો રસથી ભરેલો પ્રેમમય હાથ લંબાવી રહ્યાં છે: 'આવતો રહે! તારૂં સૌંદર્ય હું એક જ જોઉં છું: આવતો રહે!–' 34180

ધીમે ધીમે હું આગળ ને આગળ વધ્યો: આગળ વધતો જ ગયો. મીઠી ચાંદનીમાં થઇને એક મધુર અદ્રશ્ય અવાજ મને બોલાવી રહ્યો છે; 'આવતો રહે, બેટા, આવતો રહે!'

* *

આખું દ્રશ્ય જગત એક અદ્રશ્ય સ્વપ્ન માટે ફના થાય તો ભલે, એવા દૃઢ વિશ્વાસથી હું આગળ ડગલાં ભરતો જ ગયો.